૧૪૪૮.

KANYA VIKRAYA DOSH DARSHAK.

# कन्याविक्रय दोषदर्षक.

રચનાર

डॉ० भूपतराय हरगोविंद दातार.

સહાયક

व्या० नरोत्तम नित्यानंद सभा मंत्री.

છપાવી પ્રસિદ્ધ કરનાર

औदिच्य टोळक शुभेच्छक सभा.

અમદાવાદ:

ખાડીઆ મધ્યે અમરતલાલના કાહાદિવમાં
"હિતેચ્છુ પ્રેસમાં" પટેલ જેશંગ
મુળજીએ છાપ્યું.

સંવત ૧૯૩૭. સન ૧૮૮૧.

કિમ્મત ત્રણ આના.

KANYA VIKRAYA DOSH DARSHAK.

# कन्याविक्रय दोषदर्षक.

१५४८

રચનાર

नो० भूपतराय हरगोविंद दातार.

સહાયક

व्या० नरोत्तम नित्यानंद सभा मंत्री.

છપાવી પ્રસિદ્ધ કરનાર

औदिच्य टोळक शुभेच्छक सभा.

અમદાવાદ:

ખાડીઆ મધ્યે અમરતલાલના મુઠાદિવમાં
"હિતેચ્છુ પ્રેસમાં" પટેલ જેશંગ
મુળજીએ છાપ્યું.

સંવત ૧૯૩૭. સન ૧૮૮૧.

કિમ્મત ત્રણ આના.

## શા. રા. વ્યા. મણીશંકર રામેશ્વર થાણદાર

રેહેવાશી કo ઉમરેઠ. પ્ર. ખેડા.

આપે પોતાના તિર્થરૂપ (પિતા) વ્યા. રામેશ્વર ઇચ્છારામ જે સંવત ૧૯૩૬ના ભાદરવા સુદી ૧૧ ને રોજ આ દુનિઆ છોડી સ્વર્ગ નિવાશી થયા. તેમના સ્મર્ણાર્થે પરોપકારી ઊદારતા વડે ઇનામ આપી કન્યાવિક્રય નિબંધ રચાવ્યો, તે શુભ કાર્ય બદલ આપનો આભાર મનાયછે.

આપ ઉમદા કેળવણી પામી સ્વજ્ઞાતીમાં સંપ અને સુખની વૃધી થવાને ઉત્કંઠા ધરાવોછો. તે વડે જ્ઞાતીની શુભેચ્છક સભામાં આવેશી મેંબર ગણાઓછો. અને અન્ય જનોનું ભલું કરવાનો દયાળુ સ્વભાવ આપના સદગુણોનો પ્રકાશ દર્શાવેછે. તે સર્વ સદગુણોનું સ્તવન થવા આપને આ લઘુ ગ્રંથ પ્રિતીભાવે અર્પણ કવામાં આવેછે. તે સ્નેહ પુર્વક માન્ય કરશો.

ઓ. ટો. શુ. સભા.

# પ્રસ્તાવના.

સર્વ સ્વદેશિ ભાઇઓમાં આજ કાલ કન્યાનો વિક્રય થતો જાયછે, તેમાં મુખ્યત્વે કરીને આ આપણ ગૂજરાતના બ્રાહ્મણ, વાણિઆ વિગરે ઊંચ મનાતી જ્ઞાતિમાં દેખા દેખી (જેમ ભરવાડની પાછળ ઘેટાં ચાલ્યાં જાયછે તેમ) દીનપર દીન વધારે પ્રસરતો જાયછે. તેથી ઘણાક બ્રાહ્મણો અને વણિકોની જ્ઞાતિમાંના ઘણા ખરા જનો ગરિબાઇવડે જવાનીથી અવસ્થાએ પોહોચવા સુધી વાંઢા રહેછે, તેઓ પ્રત્યક્ષ કે ગુપ્તમાં કુકર્મ કરેછે.કન્યાનો બાપ જેમ એડૂતો ઢોરને વેચેછે, અને વળી નિરદય હૃદયના પુરૂષો જાણેછે કે, કસાઇને ઘેર ગાયનું મૃત્યુ થશે. તેમ જાણ્યા છતાં પણ ત્યાં વેચેછે. તેમ મહાન પુરૂષોને જન્મ આપનારી માતાઓ પોતાની દીકરીનો વિક્રય કરવા લાલચથી લોભાઇને વધારે પઇસાની માગણીઓ કરેછે,તેથી કસાઇથી પણ જાદે નિર્દય ઠરેછે. તેમજ વળી પોતાની લાડકવાઇ બાળકીઓ, કે જેને વાસ્તે પોતાને અને પોતાની અરધાંગનાને કેટલાં દુ:ખ વેઠવાં પડયાંછે તેઓની જીંદગીનું કેટલું શુભ ઇચ્છવું ત ભુલી જઇને પઇસા જ્યાંથિ વધારે મળે તેવા વૃદ્ધ (વયે પોહોચેલા) વરને તે નાહાની વયની બાળકી પરણાવેછે; તેથી સંસારીક સુખ ક્રમ વિરૂધ જીવન કાઢવાનો વખત તેને આવેછે. અર્થાત જ્યારે ત પુરૂષ પોતાના આખર (અંત) ઉપર આવેછે, ત્યારે પેલી કન્યા નવ જોબના અને ભર

તરૂણાસ્વસ્થાવાળી થાયછે. તેને પોતાના વૃધ્ધ અને તવાઈ ગયેલા ભરથારથી જોયતું સુખ મળતું નથી, કાંતો તે તેની જોડે માહિત થતી નથી. તેણે કરી વ્યભિચારીણી થઈને પોતાના કુળને તથા આબરૂને ન જોતાં પોતાનાં માબાપની અને સ્વસુર પક્ષની આબરૂને ગુમાવેછે. વળી દઈવિયોગે જો પોતાનો પતિ મરી જાયછે, તો પછી તે સ્રિને વ્યભિચાર કર્મ કરી ગર્ભપાત કરવાનો સમય આવેછે. અને તેથી આપણે સર્વ સ્વદેશિ મિત્ર તે પાપના બંધનમાં આવિ પડીએ છિએ. બાવળનું વૃક્ષ વાવીને તેના ઉપરથી કંઈ કેરી કે કેળાનાં ફળ પામતા નથી, પણ પેડા ને *પાલોળીઆંજ પામિએ છીએ. તેમ લોભવડે કન્યાને વેચવાથી પોતાના કૂળને લાંછન વગર બિજું કરું સારૂં ફળ મળેછે? માટે આ નઠોરા ધારાનું નીકંદન નહીં થાય ત્યાં સુધી એમ થયાં જશે, તેથી સર્વ સ્વદેશિઓએ ધ્યાનમાં લેઈ આ ચાલ જેમ બને તેમ બંધ કરવો જોઈએ. આ નિબંધનાં ચાર પ્રકરણ કર્યાંછે. પહેલામાં કન્યાવિક્રયથી દેશ અને ન્યાતિમાં અત્યંત થતી ખરાબી દર્શાવી છે. બિજામાં સશાસ્ત્ર કન્યાદાન તથા વિક્રયનું ફળ સુચવ્યું છે. ત્રિજામાં સ્રિયો પ્રત્યે પુરૂષના ધર્મ તથા કન્યાવિક્રય શાસ્ત્રોક્તનથી પણ દોષિત સિધ્ધ કર્યું છે. ચોથામાં કન્યાવિક્રય કરનારો અને વિક્રયીત પૈસો એ બન્ને અધર્મિ (પાપીષ્ટ) છે. એટલું દર્શાવી નીબંધ સંપૂર્ણ કરયોછે. સજ્જનોને વિજ્ઞપ્તિ એછે જે આ મારો પ્રથમનો યત્નછે માટે રૂઢી બાહાર લખાયું હોય તો તેને માટે સેવકને ક્ષમા કરશો.

---

* ભલકા; સળો. કાંટા.

# कन्याविक्रय दोषदर्षक.

## પ્રકરણ ૧ લું.

## कन्याविक्रयवडे देश अने ज्ञातीओमां अत्यंत थती खराबी.

### प्रभु स्तुति.

शार्दूल.

मागुं हे भगवान शाक्षी सउना, शर्णे रही याचना ।
ते शाक्षि मुज तात आप थइने, पूरो रूडी वांच्छना॥
दोषो माफ करीज ग्रंथ रचावा, आपो मने उन्नति ।
कन्या विक्रय दोष दर्ष करवा, बक्षो प्रभु सूमति ॥१॥

કન્યા વિક્રય હાલમાં દીનપર દીન વધતો જાયછે. અને તે એટલે સુધી વધી ગયોછે કે તેનાં માઠાં ફળ નિચી પદ્વીનાથી તે ચઢતી પદ્વિના સુધી સર્વને ચાખવાં પડેછે, અને અંદર અંદર કુસંપ થઇ ઊંચા કૂળોનો નાશ થતો જાયછે, વળી ઘણાક દેવાદાર થઇ કરજમાં ફસાઇ જાય છે. કન્યાનો વિક્રય કરનાર બાપ પોતાની બાળકીના સુખને

સારૂં કંઇ પણ વિચાર કરતો નથી. માત્ર પઇસાનાજ લોભવડે લાડપાડથી ઊછેરેલી પૂત્રીને દુઃખ રૂપિ દરિયામાં ઝોકાવી દેઇ અંતે પોતાની જીંદગી દ્વેષમાં ને કલેષમાં ગુજારેછે. કેમકે સુધરેલા અને અજ્ઞાન દેશિઓ સૌએ પોતાની બાળ પ્રજાને (અનેક પ્રકારે કરકસરથી પેદા કરી સંગ્રહ કરેલા પ્યારા પઇસાથી તેમને) ભણાવીને સૂવિદ્યાનું અમૂલ્ય સુખ ન ચખાડતાં પરણાવી દેવામાં ગુંથાયછે. અને કમાયલો પઇસો ક્ષણિક કીરતીને માટે મોટા વરઘોડા અને જ્ઞાતિના ભોજનમાં ખરચી નાખેછે. કન્યાનો વિક્રય કરનારો બાપ પોતાની કન્યા જેમ કોઈ જમિન, ઢોર કે ઘરનું વધારે મૂલ આપે તેને વેચેછે, તેમ તેનો જે વધારે આપનાર મળે તેને પરણાવે (વેચાણ આપે) છે. મતલબ કે તે પઇસાની સાથે પરણાવેછે, પઇસાના ઠરાવથીજ વેવીશાળ બાંધેછે. પછી તે પોતાની કન્યા જેટલા રૂપીઆની રકમને માટે પોતાના વ્હેવાઇને આપવા કબુલ થયો હોય તેટલા રૂપીઆ જ્યારે તે ભરી ચુકે છે, ત્યારે કન્યાનો લોભી બાપ, નહી બુઢો કે નહી જુવાન, નહી ભણેલો કે નહી અજ્ઞાન, જોતાં પૈસા મળવવા જેવા વર સાથે પરણાવવા બંધાયલો હોય તેને પરણાવેછે. એનો ઊંડો અર્થ એટલોજ છે કે જેમ વારંગનાઓ દ્રવ્યની સાથે ધંધો કરે છે, તેવાજ હાલ તેમના થયા બરોબરછે. માત્ર ઉપરથીજ ઉજળું નામ ધારણ કરી મિથ્યાભિમાનને વળગી લગ્નનું ફક

ત નામ કહેવડાવે છે જેમ કે:—

દુહા.

પ્ર૦ રાજા કિસકે ગોઠિયે, જોગી કિસકે મીંત;
વેશ્યા કિસકી પત્ની હે, કુન વેશ્યાકો કંથ. ૧
ઊ૦ રાજા ગર્જકે ગોઠિયે, જોગી મતલબકે મીંત;
વેશ્યા જરકી પત્ની હે, જર વેશ્યા કો કંથ. ૨

તેની સ્થિતિનેજ યોગ્ય આપણે છીએ. તેથી અંતે પરિણામ એ નીપજે છે કે જે વરના બાપે આ પ્રમાણે કરજ કરી રૂપીઆ ભરી પોતાના દિકરાને પરણાવ્યો હોય, તે કરજ પોતાના મુઆ પછી તે દીકરાને માથે આવી પડે છે. કેમકે બે ચાર કે પાંચ હજાર રૂપીઆ આપીને પોતાના દીકરાને તો પરણાવ્યો, પછી તેનું વ્યાજ આપવાને અને પોતાના કુટુંબનું પોષણ કરવાને અશકત થઇ પડેછે. પછી આવી દુર્બળ અવસ્થામા પોતે મરી જાય છે. તો, તે કરજ પછીથી વારસામાં દીકરાને તથા તેની વહુને આપી જાય છે; તેથી તેઓ બિચારાં અનેક પ્રકારના તર્ક વિતર્કના ચિંતારૂપી મરણભયમા (જેમ જાળમાં મીન પકડાય છે તે નો મુએજ છુટકો થાયછે તેમ) સપડાઇને પોતાના બચાવ માટે પોતાનું ઘર, પોતાની વસ્ત્રાભુષણ અને વાસણ કુસણ વેચેછે. પોતાનું રૂણ મટાડવાના ઉપાય કર્યા છતાં પુરૂં ન થ વાથી નિરાશ હોઇને આખરે પોતાની સ્ત્રીના શણગાર ઉતારીને વેચતાં પણ જ્યારે લેણદારો તેમનો ખ્યાલ નથી

છોડતા, ત્યારે તેઓ દંપત્તિ પુરૂષ મોટા બરાડા પાડી ખરા અંતઃકરણથી પોતાનાં માબાપને હાય પોકારી શ્રાપ દેછે. તેને માટે પ્રખ્યાત કવિ તુલસીદાસ કહેછે કે:—

દુહો તુલશી હાય ગરિબકી, કબ્રુ ન ખાલી જાય;
મુએ ઢોર કે ચામસે, લુહા ભસમ હો જાય.

અર્થ—જેમ મરેલા ઢોરના ચામડાની ધમણમાંથી નિકળતા વાયુની ફુંકવડે લોઢા જેવો અતિ કઠણ પદાર્થ એ ગળી કે બળી ખાક થઇ જાયછે. તો આ જીવતા ચામડાની ધમણ (માણસનું શરીર)માંથી નીકળતા ઊંડા નિસાસાની હાયરૂપી શ્રાપનો વાયુ નીકળેછે, તેવડે વિક્રય કરનારાં માતપીતા ખચીત નાશવાન થઇ જશેજ. માબાપોને તેમનાં સમજણાં બાળકો પોતાનું અણહિત થવાથી જે શ્રાપ દે, તેથી તે મુક્ત થતાં નથી. માબાપનો ધર્મ છે કે, પોતાનાં છોકરાંનું રૂડું ચહાવું. તેને બદલે અજ્ઞાન હોય ત્યાંથીજ આવા દુઃખ રૂપી દરિયામાં ધકેલી દ્યો છો, શું એ તમારી વ્યાજબી ફરજ છે? કીડી અને કંતવા જેવા અલ્પજીવ જો પગતળે ચગદાઈ જાય, ત્યારે તો તેને માટે તમારાં હૃદય કંપી ઉઠે છે, અને તમારાં વાહાલાં બાળકોને જન્મ પર્યંત રિબાવી રિબાવીને દુઃખમાં નાખો છો; જે ઘાત, ખાટકી પણ નથી કરતા, બિચારા તેઓતો એકદમ જીવનો નાશ કરેછે. તેથી પણ તમો વધારે ક્રૂર થઈને આખરે તેમને મહા દુઃખમય અવસ્થામાં આણી મુકોછો કે, જેથી તેઓ તદન હિંમત હારી

જઇ કંગાલ હાલતમાં પોતાના દિવસો જીવતાં સુધી ત્રાસ દાયક અને દયાભરેલી સ્થિતીમાં ગુજારે છે.

કન્યાનો બાપ પોતાની દીકરીના પૈસા ઉપજાવે છે, માટે તેજ દિવસથી તેના ઉપર પાપનો બોજો ચઢી બેસવાને લીધે તેની સ્થિતિમાં ફેરફાર થતો જાય છે. કન્યાના વેચાણનો પૈસો શું બિગાડ કરવાને શકિતમાન નથી? તે પૈસો પાસેના ખરી મેહેનતના કમાયલા પૈસાને જેમ લોકડું *દામણને ખેંચીં જાય છે તેમ ખેંચીને હરણ કરેછે. તે પૈસો મનુષ્યના જીવતરને હણેછે, સઘળા સંસારના સુખનો નાશ કરે છે, નામોશીની એબ લગાડી નિંદ્યાપાત્ર કરે છે. હરામનો પૈસો જેને મળે છે. તે તેથી નિરૂદ્યમી થઇ જાય છે. એટલે પોતાનું પોષણ કરવાને પણ સાંસા પડે છે. આવી સ્થિતિમાં પોતાની દીકરીનાં દુઃખરૂપ ત્રાસદાયક વચનો સાંભળવાં પડેછે અને તેની પીડાથી ગભરાએલા પુરૂષો, મિથ્યા જન્મ ગુમાવી, ફોગટનો ફેરો ખાઈ, જીવતર રદ કરી, પરલોકને વિશે અધોગતિને પોહોચે છે. આ પ્રમાણે કન્યા વિક્રય કરનારાઓ જો વેદનું અધ્યયન કરેલા હોય, મહાન પદ્વિને પામેલા હોય, નિત્ય નિયમને વિધી નિષેધના પાળનારા પોતાને ગણતા હોય, તોપણ તે તિરસ્કાર પામવા યોગ્ય થાયછે.

જે કૃત્ય કનિષ્ટ પદ્વિના હિંદુ અને યવન જેને અનાર્ય કહેવાયછે, તેઓ પણ કરતા નથી. તે ઉત્તમ જાતિના આર્ય કહે

* તરાક સાથે પ્રથમ વિટાળેલું સુતર હોય છે.

વાતા બ્રાહ્મણ, વણિક વિગેરે ઊંચી જ્ઞાતી આદી લેઇને બીજી જ્ઞાતિના કરે, તો તેઓ વિવિધ પ્રકારના સંસારી વિલાસો ક્યાંથી ભોગવે?શી આશ્યા?તેઓ તો કંકાસ કુસંપ અને અનેક પ્રકારના રોગોથી પીડાવાનાજ; અવા આવા અનેક પ્રકારના ગુપ્ત પાપોથી આપણા દેશની સમૃદ્ધિ અને અનેક પ્રકારનાં સુખની આપનારી વિદ્યાદેવી નાશ પામી અને પામતી જાય છે; તોપણ વિદ્વાન અને ગુણજ્ઞ બ્રાહ્મણ અને વણિક વિગેરે ચેતતા નથી. અરે આપણી આંખો ઉઘાડી છે છતાં વચમાં આવેલા ખાડને ન દેખતાં માંહી પડીએ છીએ; પણ તેથી બચવાના ઉપાય છે છતાં જાણી જોઇને તેને કામે લગાડતા નથી, એ શું થોડી મુર્ખતા કહેવાય? અહાર પ્રમાણે ઓડકાર, એ રીતે જેવું કામ કરીએ તેવાં તેનાં ફળની પ્રાપ્તિ સમજવી.

કોઇ શ્રુતિ, સ્મૃતિ કે, કોઈ પણ પુરાણુમાં અથવા મહાન ઋષિના હાથથી લખાએલા કોઈપણ પુસ્તકમાં કન્યા વિક્રય કરવો એવું દર્શાવેલું નથી; છતાં આવાં કર્મ કરે છે તેવાઓને એકદમ જ્ઞાતિના ગુણીજનો (ઉપરીચો) એ તદુષ્ટ ચાલમાં પ્રવર્તતાં અટકાવવા. દરેક જ્ઞાતિના ગુણજ્ઞ આગેવાનોની એજ અગત્યની ફરજ છે.

આવાં કર્મ કરનાર જે બ્રાહ્મણો અને વણિકો છે તે માત્ર નામનાજ છે; કારણ કે તે બ્રાહ્મણ અને વણિકો નથી, એતો ચંડાળથી પણ અધમ પંક્તિના છે. એવું આ

ગળ ચોથા પ્રકરણમાં બતાવેલા દ્રષ્ટાંત ઉપરથી સિદ્ધ થાય છે. મુખ્યત્વે કરીને નાગર બ્રાહ્મણોમાં કન્યાનો વિક્રય અતિશય થાય છે. જેઓ સર્વ બ્રાહ્મણોમાં મોટું પદ ધારણ કરી તથા સુધારાઈનું ડોળ દેખાડી પોતાથી ઉતરતી પંક્તિના બ્રાહ્મણો જોડે ભોજનવ્યવહાર પણ રાખતા નથી. તેઓ જ્યારે આવું કન્યાવિક્રય પાપકર્મ કરે, એ કેવું દીલગીરી સાથે આશ્ચર્યકારક છે? જ્યારે ઉત્તમપદ ધારણ કરનારાઓ આ પ્રમાણે કર્મ કરે ત્યારે કનિષ્ઠ પદનાઓને શું કહેવું? અસલ વખતમાં જ્યારે મુસલમાનો રાજ્ય કરતા હતા, ત્યારે નાગર બ્રાહ્મણો તેમનામાં શ્રેષ્ઠ પદ ધારણ કરી અધિકાર ભોગવતા હતા. તેથી તેવા અંધેર રાજ્યોમાં પોતાના મોટા કારભારવડે કરીને દ્રવ્ય ભેગું કરી વંશપરંપરાથી ધનાઢ્યો થએલા, તેવા ધનની મદદે કરીને પોતાને બુઢા થવાથી અથવા બીજા કોઇ કારણથી કન્યા ન મળે એટલે તેમની કેહેવત પ્રમાણે "રૂપીઆની ભરીએ ગાગરડી તો આવે એક નાગરડી" એ પ્રમાણે અતિશય દ્રવ્ય આપી કન્યા લેવાનો ધારો પાડેલો જણાય છે. અને તે ઉપરથીજ એ કહેવત નિકળેલી માલુમ પડે છે. પ્રથમ કન્યાવિક્રયની ઉત્પત્તિનું મૂળ વિચારતાં નાગરોમાંથીજ ઉત્પન્ન થએલું હોય, એમ માલુમ પડે છે.

નાગર બ્રાહ્મણોનું દેખાદેખી બીજી ન્યાતીઓ જેમાં જૂદીજૂદી જાતો, વાણીઆ, ક્ષત્રી, સૂતાર, ભાવસાર વિગેરે

નો સમાવેસ થાય છે. તેઓ પણ શિખ્યા; ઉકરડાનો ગુ
મ અગ્નિ ઉકરડામાંજ બળે છે, તે જેમ ધુંધવાઇ ધુંધવાઇ
ને સળગતો જાય છે, તેમ કન્યાવિક્રયનો દોષ આપણામાં
પ્રગટ દેખાતો નથી પણ અંદરખાને ધુંધવાઇને આપણો
નાશ કરેછે. વળી જેવી રીતે કાટ વાસણને ખાઇ જાય છે,
કીડો લાકડાને કોલી ખાય છે, પાણીની ધારા પડવાથી જ
મીન ખોદાતાં ખોદાતાં ખાડો પડે છે, તેવી રીતે હે સ્વદે
શિ ભાઇઓ! આપણામાં આ નઠારી વૃત્તિ ઉત્પન્ન થવ
થી આપણે માઠા પરિણામને પોહોચતા જઇએ છીએ. વા
સ્તે જેમ ચંડાળ પુરૂષનું અન્ન ખાવાથી માણસની બુદ્ધિ
પલટાઇ જાયછે, તેમ કુલીન લોકો કન્યાનો વિક્રય કરતા
નથી પણ કન્યાવિક્રય કરનારાની જોડે સંબંધ રાખેછે, તેથી તે
ઓની બુધી પલટાઇને ખચીત તેઓ પણ આ પાપના
પંજામાં સપડાઇ બંધનમાં આવી જાય છે.

જ્ઞાતિના પ્રાજ્ઞ અને ધનાઢ્ય ઉપરીઓએ આ પા
પી ધારાનો બનતા ઉપાયો યોજીને નાશ કરવો, એજ સર્વ
કરતાં પેહેલી ફરજ છે. કેમકે એ દુષ્ટ કર્મ કરવાથી પોતાની
પંકતીને માન મળવાને ઠેકાણે કલંક ચોટેછે, એમ સમજી
પોતાની અજ્ઞાનતામાં ડુબી જતા પોતાના જ્ઞાતિભાઇઓને
આ ચાલ દોષિત છે, એમ દેખાડી સુધારવા. અને જેમ
બને તેમ આ નિંદ્યકરમનાં કારણો બતાવી ત્યાગ કરાવવો.
એજ આપણા મનુષ્ય ધર્મનો મુખ્ય હેતુ છે. અને એજ

મારી સરવ સ્વદેશિને તેમાં મુખ્યત્વે કરીને બ્રાહ્મણો અને વણિક વિગેરેને વિજ્ઞપ્તિરૂપ વિનંતી છે.

---

## પ્રકરણ ૨ જું.

# सशास्त्र कन्यादान तथा विक्रयनुं फळ.

ગૂર્જર પ્રાંતમાં વેત્રવતી તટે પૂર્વે એક પવિત્ર શેહેર હતું. ત્યાં સત્યશીળ નામે સરસુબા મહાન સત્તાધારી હતા. તેની પ્રજાપાળ સુનિતિરૂપી સહાયતા અને રક્ષણવડે સર્વ પ્રજા ઉદ્યમી હોવાથી અતી સુખી હતી. તેથી તેઓ ઇશ્વરભકિતમાં સંપૂર્ણ આસ્તિક અને આવેશી હતા. ધર્મોપદેશ સાંભળવામાં ઘણો વખત રોકતા. નિત્ય ફુરસદનો વખત જે રાત્રી, તે સમય વ્યાસજી નામે સદ્પંડિત રાજ પાસે કથામૃત શ્રવણ કરવા તેઓનું સભામંડળ ભરાતું હતું. એ વિદ્વાન બ્રાહ્મણ મહી, સાબર નદીના મધ્ય પ્રદેશમાં મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહના અત્યાગ્રહથી વસેલા ટોળક દ્વિજના વંશજ હતા. તેમનાથી નાના પ્રકારના ગ્રંથો વેદ, શાખા, સ્મૃતિઓમાંથી આત્મકલ્યાણના સદ્પદેશ સાંભળી સર્વ જનો સુનિતી ગ્રહણ કરતા હતા. ભાગવતાદિ ભક્તિમાર્ગ શ્રવણ કરી શુધ્ધતાથી વર્તતા, મહાભારતાદિ ઇતિહાસો સાંભળી શૂરાતનમાં પ્રબળ નીવડતા. રામાયણ, નળાખ્યાન, ઇત્યાદિ સાંભળી આપત્તિ સમયે

ધૈર્યતા રાખવી શીખતા. ઓખાહરણ, રૂક્ષમણીહરણ ઇત્યાદિ રસ અલંકારી કથાઓ સાંભળી મન પ્રસન્ન કરતા હતા. એ રીતે નાના પ્રકારની કથાઓવડે નિમગ્ન થતી પ્રજા (શ્રોતાવકતા) સર્વેનો વખત યોગ્ય નિતીમાર્ગમા ગમન થતો હતો.

એક દિવસને વિશે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર ચારે વર્ણની સભા કથામૃત શ્રવણ કરવા બિરાજી હતી. તેઓ પ્રત્યે વ્યાસજીએ ભવિષ્યોત્તર પુરાણમાંથી कन्यादान (સ્વતનયા પાણી ગ્રહણ કરાવવું) તે વિશે કથાબોધનો પ્રારંભ કર્યો

વ્યાસોવાચ—श्लोक.

कन्या वितेन या दद्याद, यथाशक्ति स्वलंकृताम् ॥
ततूपुण्य संख्या कर्तुं हिं, चित्र गुप्तो भवत्व लम् ॥१॥

અર્થ—જે કોઇ યથાશંક્તિ વસ્ત્ર અલંકાર પેહેરાવી સદક્ષણા સહિત કન્યાદાન કરે, તે પુણ્યની સંખ્યા ગણવાને *ચિત્રગુપ્ત (યમરાજાનો ચતુર લેખક) પણ અશકત છે.

कन्यादानं कृतं येन, श्रद्धयुक्तेन चेतसा ॥
स्वर्गलोक मवाप्नोति, नात्रकार्य विचारणात्॥२॥

અર્થ—જે પુરૂશો શ્રાદ્ધવડે કરીને કન્યાદાન કરે છે, તેઓ નિઃસંદેહ સ્વર્ગ લોકને પામે છે. બ્રહ્મવૈવર્ત પુરાણ.

कन्या येन सवासना सकनका दत्ता गुणज्ञे वरे ।
दत्ता तेन सपर्वता वसुनती द्वीपार्णवैःसंयुता ॥

इष्टं तेन शतक्रतुं सुविमलं तीर्था व गाह:कृत।
स्तेनैकोत्तर तारितं कुलशतं संसार घोरार्णवान्॥३॥

અર્થ—જેણે વસ્ત્રાલંકાર પેહેરાવી સદગુણી પુરૂશને કન્યા અર્પિ (પરણાવી) તેણે સમુદ્રો અને બેટો સહિત આખી પૃથ્વીનું દાન કરયું, સો યજ્ઞ કર્યા, અડસઠ તિર્થ ની યાત્રા કરી તેવા પુન્યને પામેછે. વળી આ ભયાનક સંસારમાંથી પોતાની એકસોને એક પેહેડીના પૂર્વજોને તારયા, એવા અથાગ પુન્યને પ્રાપ્ત કરેછે.

એક કન્યાદાન વડે સો યગનનું પુન્ય પ્રાપ્ત થાય, સો મહા યગન કર્યાથી એક અશ્વ મેધનું ફળ મળે, અને સો અશ્વમેધ કર્યાથી સ્વર્ગમાં સુરાંધી પદ પ્રાપ્ત થાય. એવાં ધર્મ શાસ્ત્રોમાં સપ્રમાણ વચનોછે. તે સાંભળી અયોધ્યાના મહા પરાક્રમીને પ્રતાપી એવા, સગર રાજાએ પોતાને પેટે પુત્રીઓ થવાની એપેક્ષા આદરી. તે ધાર્મિક અને દ્રઢ મન ના રાજાએ ગંગા ત્રડે જઇ તપશ્ચર્યા કરવા, અને વિશ્નુ ને પ્રસન્ન કરી તેમનાથી વરદાનમાં ૬૦૦૦૦ કન્યા માગવા નિર્ણય કરયો. પછી પ્રધાનને રાજ્ય સોંપી તપ આરંભ્યું. મહાઉગ્રતપના યોગે વિશ્નુ પ્રસન્ન થયા, પ્રત્યક્ષ રૂપે રાજાને કહ્યું વરંબ્રુહી (વર માગો) કહેતાં રાજા સુખીમાં આવી પ્રદક્ષિણા અને સાષ્ટાંગ પ્રણામ કરી માગે છે. એટલામાં ઇંદ્રે કાપટ્ય કરી રાજાને ભુલથાપ ખવાડી પુ-

ત્રીને બદલે પુત્ર માગી દેવાડ્યા. વિશ્નુ તો અસ્તુ કહી અં તર ધ્યાન થયા. રાજા તપનું વિસરજન કરી સ્વસ્થાનમાં પધાર્યા. ઇશ્વરીવચન ફળીભૂત થવાથી તે રાજાને સાઠ હજા ર પુત્રો થયા. પોતાના એકાંશી પુત્રોની એકતાના પ્ર બળવડે તે રાજા મહા બળીષ્ટ મનાતો ગયો. રાજાએ વિ ચારયું કે મને કન્યાદાનનું પુન્ય મેળવતાં ઇંદ્ર રાજાએ વિઘ્ન કરયું. જેમ પૂર્વે કુંભકરણને પણ તપને અંતે વર માગતાં ઇંદ્રાસનને બદલે નિંદ્રાસન મગાવી ઘોર નિન્દ્રાવશ કર્યો હતો, માટે હું સો અશ્વમેધ કરી ઇંદ્રને તેના રાજ્યાસનેથી ભ્રષ્ટ કરીશ. એવી ધારણાથી વિદ્વાન બ્રાહ્મણોની સમ્મતી પ્રમા ણે અશ્વમેધનો પ્રારંભ કર્યો. આ બળીષ્ટ રાજાના ૬૦૦૦૦ પુત્ર મુખ્ય સામંતો અને અપાર સૈન્યના ભયવડે સર્વે રા જાઓ યગનનો અશ્વ બાંધવાને અશક્ત હતા. તેણે કરી નિર્વિઘ્ને યજ્ઞો થવા માંડ્યા. ૯૯ યગ્ન પુર્ણ થયા ત્યારે ઇંદ્રને ચિંત્યા પ્રાપ્ત થઈ, તેથી સ્વરૂપ પાલટી પૃથ્વી ઉપર આવી ગુપ્ત પણે યગ્નના અશ્વનું હરણ કરયું અને તે કપીલ દેવના આ શ્રમમાં લેઇ જઇને બાંધી પોતે ચાલ પકડી. અશ્વની શોધ ક રતાં કપીલ મુનીના આશ્રમમાં ભાળ મળવાથી ૬૦૦૦૦ સામંતો દળસહિત ત્યાં ચડ્યા. અને મુની તપશ્ચર્યામાં બેઠેલા દિઠા થી મહા ક્રોધાયમાન બની ઘણાં તીરસ્કારી વચનો સંભળા વ્યાં કે, અશ્વ બાંધી યુધ્ધ કરવાની અશક્તતાથી તપનો ઢોંગ માંડ્યો છે, તે મુકી યુધ્ધ આપો કે અશ્વ છોડી આપો. આ

વાં દુરાગ્રહી વચનો સાંભળી ઋષિ તપ ભંગ થઇ જાગૃત થયા, અને સનમુખ જોતાંવારમાં નેત્રમાંથી વન્હી નિકળતાં સાઠે હજાર પુત્રો બળી ભસ્મ થઇ ગયા. તે પુત્રોનો ઉદ્ધાર કરવા સગર રાજાથી ચોથા પુરૂષ ભગીરત નામે નૈષ્ટિક અને ધાર્મિક મહારાજા જન્મ્યા, તેમણે ઇશ્વરને તપશ્ચર્યાથી પ્રસન્ન કરીને સ્વર્ગમાંથી ગંગા આણી અને તેના પ્રતાપથી પુર્વજોનો ઉદ્ધાર કરાવ્યો. કન્યાદાનની શુદ્ધ ઉમેદવડે આવાં મોટાં પરાક્રમો થયાંછે, માટે હરેક જને કન્યાદાન આપવું તે સ્વધર્મ અર્થે અગત્યનું સમજવું જોઇએ.

શ્રોતા—મહારાજ! આપની મધુર વાણિના સુબોધવડે કન્યાદાનના વિધી, ફળ અને મહીમા સાંભળી આપનો ઘણો ઉપકાર માનીયે છીએ. પરંતુ એક શંકા ઉત્પન્ન થાય છે, તે સભામાં પુછતાં સંકોચ ઉપજે છે.

વ્યાસ—અનિતીમાર્ગનો બોધ એકાંત કે ગુપ્તમાં મળે છે. પરંતુ નિતીમાર્ગ જાહેર સભામાં સમજી શકાય છે. માટે નિ:સંદેહપણે પુછો.

શ્રોતા—ઇશ્વરે આપ્યું હોય, ત્યારે તો દિકરી પરણાવતાં બે રૂપિયા ખરચવા. પણ કરજદાર થઇ ગયા અને કુળવાન (જુના લાકડાં) તો ખરા બાપદાદાની ઇજતમાં પોસાતા હોય તેવાઓની શી વલેહ?

વ્યાસ—સજાત કુળીન પુરૂષને આતિથ્ય કરવું, તેવાઓને પોતાની સ્થિતી વિદીત કરવી. પછી પાનેતરે વીટીને ક

ન્યાદાન આપી પગે લાગવું. તેમાં ઉગ્ર કિર્તિ અને પુન્યછે.

શ્રોતા—મહારાજ! કિર્તિ તો શાની? સગાંવહાલાં, નાતજાત, મિષ્ટાન્ન અને દક્ષણા પામે નહી, વળી વિવાહ ના ઉત્સવ આંગણે જણાય નહી. એ તે લગન! વાહ: વાહ:!! જો વેહેવાઈ પાસે માંડવાખર્ચ પરભાર્યો કરાવ્યો હોય તો કેમ?

વ્યાસ—અરે ભાઈઓ મિથ્યાભિમાનથી આંગણામાં ધામધુમ કે માંડવાખર્ચ વિગેરે ન કરતાં યથાશકિત શાસ્ત્ર વિધિ કન્યાદાન કરવું, તેજ શુધ્ધલગ્ન જાણવાં. વેહેવાઈ પાસે માંડવાખર્ચ કરાવવું, એજ એક પ્રકારનો વિક્રય ઠરેછે.

શ્રોતા—આપે ઠીક કહ્યું પણ સંસાર ધીરધારનો છે, આપવું ને લેવું. ખાવું ને ખવાડવું. ત્યારે આપણે લોકો ને ઘેર પાટલો માંડયો હોય તે ખવાડયા વિના કયમ ચા લે! બિજાઓને ઘેર ચાલ્લો કર્યો હોય તેનો બદલો કયારે વસુલ થાય, ગામલોકો શું જાણે?

વ્યાસ—ખાવું ખવાડવું વ્યવહાર છે, પણ સામાની હવેલી દેખી આપણું ઝુપડું તોડી પાડવું એતો કેવળ મુ-ર્ખાઈ છે. ઉભેથી પડતું મુકનાર જોખમાય છે પણ બેશીને સુનાર પોતાનો હેતુ પાર પાડેછે. આપણી શકિત ઉપર આધાર રાખી હરેક જાતનો વ્યવહાર લંબાવતાં વિચાર રા ખવો અને સમય જોઈને વહીવટ કમી જાસ્તી કરતા જવું, તો પોતાની ઇજત આબરૂને ખામી નહી લાગે. હરેક બાબ

તમા વિવેકથી વર્તવું. (નભી શકાય તેવી રીતે ખાવા જવું તેજ પ્રમાણમાં ચાંલ્લાનો વ્યવહાર પણ રાખવો) એટલે બધું વસુલ થવાનું ને સીલક ઘરમાંજ જમે રહેશે. તેથી વસુલ લાવવાની આશાનું કારણજ નિર્મૂળ થશે.

જે સગાંવહલા કે લોક નિતીવાન, સમજુ તથા વિવેકી હશે, તેઓ તો યથાશકિત વર્તણુક જોઇ સારૂં માન આપશે કે, એણે શુધ્ધ અંતઃકરણવડે શાસ્ત્રવિધી કન્યાદાન કરીને સ્વકુટુંબની ૧૦૧ પેહેડીના પૂર્વજોનો ઉધ્ધાર કર્યો, તેથી ઘણું વખાણ કરશે. પણ પેટભરા, લાલચુ અને અજ્ઞાનો બે ચાર દિવસ પાછળ કે પુંઠે બડબડીને ઠામ પડશે.

શ્રોતા—એવાનો બડબડાટ સાંભળવો, તે ઇજતને ખામી લાગે ખરી કેની?

વ્યાસ—દુનિયા દોરંગી છે, અજ્ઞાની અને મિથ્યાભિમાનીઓનો ટોટો નથી. કુવાને મોઢે ઢાંકણું હોયછે જગતને મોઢે ઢાંકણુ નથી. કેટલાક વખાણ કરે તો કેટલાક નિંદા કરે. મિથ્યા વખાણથી ફુલવું અને મિથ્યા અપવાદથી ભય ધરવો એ કાયર તથા મુર્ખનાં લક્ષણ છે. જૂ ભાગુ પેહેરણું કહાડી નાંખીએ તો સ્પષ્ટ રીતે નાગાપણાનો દોષ પોતાને માથે સ્વહસ્તે તાણી લેવાયછે. માટે વિવેકને અનુસરી નિતીથી ચાલવું, એટલે જૂ જેવા ચટકા મારી દુઃખદાયક જનોનો શોધ કરી દૂર કરવા. પણ જગતમાં વસ્ત્ર તજી નાગા થવું કે દેખાવું, તેમ કદી થવા દેવું નહી.

શ્રોતા—મહારાજ! ખર્ચવરા કરી ઇજત ન રખાઇ એટલે એની મળે ઉઘાડા થયાજ તો.

વ્યાસ—એમાં ઉઘડાપણું નથી, એતો બેશીને સુનાર જેવું ડાહ્યાપણું છે. કારણ જગતમાં મિથ્યા કિર્તિ મેળ વવાને કરજ કરી કુળણુજી થવું, તેમાં નાગાઇ અથવા ઉઘા ડાપણાનો સમાવેશછે. માટે કરજ કરી વ્યય કરવોજ નહી.

શ્રોતા—મહારાજ! કન્યાદાનનો વિધી તથા ફળ સ- મજ્યા, વળી અયોગ્ય કરજ કરી ખર્ચ કર્યામાં પાપ પ્રાપ્ત થાય છે, તે સર્વે સમજાયું. પણ સાટાં કે ત્રેખડાં બંધ બે સારી કન્યા લાવવી, આપવી કે અપાવવી, તેમાં કાંઇ દોષછે?

વ્યાસ—ભાઇ સાટે બેન, વળી બાપ સાટે દીકરી પ રણે, એના જેવી અનિતીરૂપી બીજું કયું પાપ હોય? કાકા, મામા, માસી, કોઇકે હરકોઈ નજીકનાં બીજાં સગાંની કન્યાને સાટે પરણવું, અને તેવાઓનાં મન મનાવવાને કન્યા અપાવવા સારૂ કાંઇ કરાર કરવો કે, લેખ લખી આપવો. અ થવા પદરથી નાણાની રકમ આપવી, કિંવા કન્યા આપનારને અવેજ અપાવવા સારૂ ત્રાહિત સ્થળે નાણાની રકમ અનામત મુકવી, એવી સરતથી કે કન્યાનો બદલો ન અપાવાય, તો મુકનારનો પેલી મુકેલી રકમ ઉપરથી હક ઉઠી જાય, અને મુકાવનાર તેનો માલિક થાય. ત્યારે એ તે વિક્રય કે વિક્રય નો પિતા શું કેહેવાય? વિક્રય કરવાનું બીજ (મુળ) સાટાં ત્રેખડાં છે. કારણ કન્યા આપવામાં અવેજ લેવાનો કરાર

ઠરાવવો, તેજ પાપનું મૂળ અને દીકરીનું મૂલ્ય સમજવું.

શ્રોતા—મહારાજ! વિક્રય કરવાથી પાપ લાગે છે. એ વિશે શાસ્ત્રનાં પ્રમાણ કૃપા કરી સંભળાવશો.

વ્યાસ—(ભવિષ્યોત્તર પુરાણ કહાડી વાંચે છે.

શ્લોક.

कन्या वित्तेन जीवंति ये नरा पाप मोहिताः

ते नरा नरकं यांति याव दा भूत संप्लवम् ।

तस्मात्सर्व प्रयत्नेन नग्राह्यं कन्यका धनम् ॥१॥

यश्च गृहणाति लोभेन कन्यां क्रीत्वा च तद्धनम् ।

सोन्य जन्मनि राजेंद्र ओतु र्भवति निश्चितम् ॥२॥

અર્થ—પાપમાં લબ્ધ થવાને પાપના મોહમાં ગરક થયલા જનો કન્યાનું ધન ઉપજાવી, તેવડે જીવનની આશા રાખે છે, તે પાપિષ્ટો શૃષ્ટિના પ્રલયકાળ સુધી નર્કનાં દુઃખ ભોગવેછે. માટે બનતા પ્રયત્નવડે કન્યાનું ધન લેવુંજ નહી, લોભથી કન્યાધન ઊપજાવવા કન્યા વેચે તો મરણ પછી મા ન્જાર યોનીમાં જન્મ ધારણ કરેછે.

कन्या वित्तं ग्रहे द्यो वै नरके तिवसे च्चिरम् ॥

तदुत्पन्न फलं भूक्त्वा पुनः श्चांडालतां भ्रजेत्

અર્થ—કન્યાવિક્રય કરનાર (દિકરીનો પૈસો ઉપજાવ નાર) નર્કમાં પડેછે. ત્યાં મહાપીડા ભોગવ્યા પછી ચંડાળ

યોનીમાં જન્મ ધારણ કરેછે.

છપ્પય.

લે દીકરીનો દામ, ઠામ રહેવાનો તને;
દુઃખ ટળીને સુખ, કહો મળયું છે કેને.
રક્ત લક્ષ્મી છે એજ, તેજ ઘરમાં ના વ્યાપે;
કરે કૂળનો નાશ, હળાહળ કુમતિ સ્થાપે.
આમનો દામ ઉપજાવીને, તર્ત તો ખુશી થાય છે;
વિક્રય દ્રવ્ય આવ્યા થકી, હોય તે પણ જાયછે.

---

## પ્રકરણ ૩ જું.

## स्त्रीत्र्रो प्रत्ये पुरूषना धर्म तथा कन्या विक्रय शास्त्रोक्त नथी, पण दूषितछे.

કન્યા વિક્રય કરવાથી કન્યા, કન્યાનો બાપ અને તેનો ભરતાર તથા તેઓના ઊભય પક્ષનું આખું કુટમ્બ શાંતિને પામતું નથી. જેઓએ કન્યાનાં વેચાણ કરયાં હશે તેઓને અનુભવ સિધ્ધ જણાયું હશે કે, આ પાતકી પઇસાથી આપણે લેતી વખત તો સુખી થયાં, પણ પાછળથી દુઃખ * સોસવું પુડયું. તેમજ સાટાં કરનારા પુરૂષ પણ

---

* એવા પૈસા જતા રેહેછે, ને લેનારાઓ ખાખાખી થઇ ગયાછે તેના અનેક દાખલા નજરે આવેછે.

ઊંચાં નિચાં કુલ જોવાથી કન્યા વિક્રય કરનારા જેવીજ સ્થિતિને લાયક થાયછે. કન્યા વેચવી એનો પ્રતિધ્વની બીજો શબ્દ સાટું છે. તેથી કન્યા વિક્રયને સાટું એમાં કુચ-ચિતજ ફેર છે. (મનુ સ્મૃતી)

पितृभि र्भ्रातृभि श्चैताः पतिभि र्देवरै स्तथा।

पूज्या भूषयितव्या श्च बहु कल्याण मीप्सुभिः॥

અર્થ—સુખ અને સંપત્તિની ઇચ્છા કરનારા બાપ તથા ભાઇએ અને પતિએ તથા દિયેરે સ્ત્રિને સન્માન આપી ઉત્તમ વસ્ત્ર અને અલંકારથી શણગારવી.

यत्र नार्य्य स्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः॥

यत्रै ता स्तु न पूज्यन्ते सर्व्वा स्तत्रा फला क्रियाः॥

અર્થ—જે કુટમ્બમાં સ્ત્રિને સન્માન મળેછે તેમાં દેવતા સંતુષ્ટ થઇને રહેછે. પરંતુ જે કુટમ્બમાં સન્માન મળતું નથી તેમાં યજ્ઞ, યાગ.તપ.દાન, વિગરે સર્વ ક્રિઆઓ નિશફળ જાય છે.

शोचन्ति जामयो यत्र विनश्य त्याशु तत् कुलम।

न शोचन्ति तु यत्रै ता वर्द्धते तद्धि सर्व्वदा॥

અર્થ—જે કુળમાં સ્ત્રિઓ દુઃખી થાયછે તે કુળ જલદીથી પરિવારી રહેછે. અને જેમાં હમેશાં સ્ત્રિઓ સુખી રહેછે તેમાં સુખ સંપતિની વૃદ્ધિ થાયછે.

जामयो यानि गेहानि शपन्त्य प्रतिपूजिताः॥
तानि कृत्या हतानी ति विनश्यन्ति समन्ततः॥

અર્થ—સ્ત્રિઓને યોગ્ય સન્માન ન મળવાથી, તેઓ જે કુળને શ્રાપદે તેનો ઘણુંકરીને નાશ થાયછે.

ટીકા—કન્યાનો બાપ પોતાની કન્યાને પઇસા લેઇ પરણાવેછે. અથવા આરસપરસ સાટું કરી કન્યાની આપલે કરેછે. તેથી કુટુંબમાં અંદર અંદર સંપ થવાને બદલે ઘરના સાધારણ કામ કાજની ચડસાચડશી વડે ઈર્ષા ઉત્પન્ન થાયછે. અને જ્યાં અદેખાઇ પેદા થઇ કે પછી પતી રહ્યું. તેને વાસ્તે મહામુનિ મનૂના શાસ્ત્રાર્થ વાક્યો પ્રમાણે તે કૂળનો તાત્કાળ લય થવા માંડેછે. અને કાળાંતરે તેનો નાશજ થાયછે, માટે એ ઉપરથી સ્પષ્ટ સમજાયછે કે, બાળકીઓનો વિક્રય થાય, ત્યાં તો તેમાંથી કલેશ પેદા થયા વિના રેહેજ નહી. કલેશ પેદા થયા પછી નાહાના પ્રકારના પડતાં દુઃખે કરીને તે બાળકીઓના મૂખમાંથી નિરંતર નિકળતા હાય સબ્દ વડે જે શ્રાપો અપાયછે. તે પ્રાપ્ત કરનાર પુરૂશના યજ્ઞ-યાગ-તપ-દાન વિગરે સતક્રિયાનો સત્વર નાશ થઇ જાયછે; એ ઉપરથી સિદ્ધ થાય છે કન્યાવિક્રય દોષિતછે. માટે તેનો ત્યાગ કરવો.

વળી આર્યધર્મ નીતિશાસ્ત્રમાં ગ્રહસ્તાશ્રમના ધર્મ વિષે કહ્યું છે.

नह्येव भार्य्या क्रेतव्या न विक्रेया कथंचन।
ये च क्रीणन्ति दासींच विक्रीणन्ति तथैवच।
भवेत्तेषां तथा निष्टा लुब्धानां पापचेतसां ॥

અર્થ—ભાર્યા કોઇ પ્રકારે ખરીદવાને કે વેચવાને લાયક નથી. જેઓ દાશીને ખરીદે કે વેચે, તેવા લોભીયાઓ પાપી નિષ્ટાવાન જાણવા. તેમજ જે કન્યાનો વિક્રય કરનારાછે તેને લોભી અને પાપી ગણી તેઓની બદ નિષ્ટા ઉપર ધિઃકારવું. વળી તેમાં એવું લખ્યું છે જે.

न कन्यायाः पिता विद्वान गृह्णीया च्छुल्कम ण्व पि॥
गृह्णन् शुल्कं हि लोभेन स्यान्नरो पत्य विक्रयी ॥ ३६ ॥

અર્થ—વિદ્વાન પિતાએ કન્યાનું કાંઇ પણ મુલ્ય લેવું નહી. લોભથી જો લે, તો તે સંતાનનો વેચનારો ગણાયછે.

કન્યાવિક્રય કરનારાના કપાળમાં કન્યા વેચવાનો કાળો ડાઘ ચોટે છે. અવાચ્ય અને પશુ પંકિતમાં ગણાતાં જાનવરો પોતાના બચ્ચાં ઉપર કાંઇપણ આફત આવવા જેવો દેખાવ માલમ પડે, તો તેમને બચાવવા માટે તેઓ તે આફતીની સામાં થાયછે. તો હે મારા પ્યારા સ્વદેશિઓ! તમે પશુ પક્ષીથી પણ ગયા? કે તમારા નિર્દોષ બાળકોને સુખ આપવાની જગોએ નિર્દયતાથી આ સંસારરૂપી સમુદ્રમાં તેઓને બુડાડવા હડસેલા મેલોછો. એ ઘણુંજ અમાર્યાદ અને શ

રમ ભરેલું છે. કન્યાવિક્રય કરવાનાં અતિશય દુષ્ટ કૃત્ય, તે બુદ્ધિમાન અને જેને બોલવાને વાસ્તે ઈશ્વરે સુંદર રસના આપીછે, શું તેવા માણસો જ કરે? વળી તેમાં પણ શ્રેષ્ટ પંક્તિમાં ગણાતા બ્રાહ્મણો કરે! અરેરે એ કેવું ખેદકારક છે!! માટે જે પદ્ધિ અતિ કનિષ્ટ અને કલંકવાળી છે. તેનો ત્યાગ કરજો. કેટલાક પુરૂષો જમીન, ઢોર, કે કાંઈ બીજી વસ્તુઓ વેચે છે, પણ જેને ઉછેરવા સારૂ પોતાને અને પોતાની પત્નિને અસહ્ય દુઃખ વેઠવાં પડ્યાંછે એવી અજ્ઞાન, નિર્પરાધી બાળકીરૂપી સંતતિને વેચવાનું જે કામ, તે કરતાં બીજું કયું કર્મ નિચ્ચુંછે કે, જેનાથી પાપ અને લાંછન ન લાગે! અરે દીકરીનું ધન લેવાથી નિચમાં નિચ કામ બીજું એકકે નથી.

આવા કન્યા વિક્રય કરનારાઓના પાપ ઈશ્વરના ન્યાઇ અનેપવિત્ર દફતરમાં નોંધાશે, અને તેની શિક્ષા આ લોકમાં અને પરલોકમાં બંનો ઠેકાણે પ્રત્યક્ષ અને અદ્રશ્ય થશે. તેણે કરી કન્યાવિક્રય તે મહા દોષિત કર્મ સિધ્ધ થાય છે.

વળી ખરીદાયેલી કન્યાનો વિવાહ અધર્મ કહ્યો છે. કારણ તે કન્યા પરણનારની પત્નિજ માનીશકાતી નથી.

सर्व्वावयव संपूर्णां सुवृत्तामुद्व हेन्नरः

क्रयक्रीता च या कन्या पत्नी सा न विधीयते॥२४॥

અર્થ—સર્વ અવયવથી સંપૂર્ણ અને સારા શીળવા

બીની સાથે વિવાહ કરવો. મુલ્ય આપીને જે કન્યા ખરીદ વામાં આવે તે વિધી પ્રમાણે પતિનીજ થઇ શકતી નથી. તાત્પર્ય એ જે, મુલ્ય આપીને કન્યા પરણનારાને માથે વ્યભિચાર કર્મ કર્યાનો દોષ ચઢે છે. કેમકે વેચાથી લીધેલી કન્યાને વિધિયુક્ત અગ્નિમાં આહુતિઓ આપી પોતાનાં માતપીતા અને સર્વ જ્ઞાતિમંડળની વચે પરણે છે, તોપણ તેણે જે કન્યા પ્રથમ પૈસા આપીને વિક્રિત (ખરીદ) કરી હતી. પછી તે દાસીરૂપી કન્યાવેરે લગ્ન કર્યું, તે લગ્ન શાસ્ત્ર વિધીપુર્વક કરી શકતું નથી. જે કન્યા વેચાતી લીધી તેને દાસત્વનો દોષ લાગુ થયો. માટે તે કન્યા પરણનારની પતિનીજ ઠરી શકતી નથી.

જ્યારે વેચાતી લીધેલી કન્યા શાસ્ત્ર પ્રમાણે ધણીયાણી મનાતીજ નથી. ત્યારે તેની જોડે લગ્ન કરી સંસાર માંડવો, એ વ્યભિચાર કર્મ કર્યા બરોબર ઠરે છે; તેથી ઉત્પન થએલી પ્રજાવડે શ્રાધ્ધાદિક ક્રિયા પણ નિષ્ફળ ઠરે છે. અગાડી બતાવેલા શ્લોક પ્રમાણે કન્યાનો બાપ સંતાન વેચનારો, અને આ શ્લોક ઉપરથી કન્યાને પરણનારો, વ્યભિચાર કર્મ કરનારો છે, એવો આરોપ તેમને શીર શાસ્ત્ર મુકે છે. કન્યાનો વેચનાર અને કન્યાનો લેનાર એ બન્નો જણા શાસ્ત્રના વાકયો ઉપરથી પાપી મનાય છે એમ સ્પષ્ટ માલમ પડે છે. માટે કન્યાવિક્રય અતિ દોષિત છે, તેથી તેનો ત્યાગ કરવો. જેમ પુત્રોને પાળી પોષિને ઉછેરીએ છીએ, તેમજ પુત્રીઓને પણ ઉછેરવી ને તેનો વિવાહ નીચે પ્રમાણે કરવો.

कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः ।
देया वराय विदुषे धनरत्न समन्विता ॥३३॥ (आ.नि.

અર્થ—કન્યાનું પાલણ પણ એ પ્રમાણે કરવું. અતિ યત્નથી શિક્ષા આપવી અને ધન તથા રત્ન સહિત સુપંડીત વરને તેનું દાન કરવું.

पिता दद्यात् स्वयं कन्या भ्राता वानुमतः पितुः ।
मातामहो मातुलश्च सकुल्यो बान्धव स्तथा ॥
माता त्व भावे सर्व्वेषां प्रकृतौ यदि वर्त्तते ॥
तस्याम प्रकृतिस्थायां कन्यां दद्युः स्वजातयः॥

અર્થ—કન્યાનું દાન તેના બાપે પોતે કરવું અથવા બાપની આજ્ઞાથી ભાઈએ કરવું. માતામહ એટલે કન્યાની માના બાપે, મામાએ (કન્યાના બાપના ગોત્રીજોએ) કે સગા સંબંધીમાંના અમુક જને દાન કરવું. એઓમાંનું કોઈ ન હોય ત્યારે મા જો બરોબર શુદ્ધિમાં હોય તો તેણે પોતાની કન્યાનું દાન દેવું. પરંતુ જો તે શુદ્ધિમાં ન હોય (રજસ્વળા) તો તેની જાતિવાળા હરકોઇએ દાન કરવું.

ટીકા—હવે આપણે વિચારવું જોઇએ કે, આ પ્રમાણે કન્યાદાન દેવાને વાસ્તે મહાત્મ જનોએ આજ્ઞા આપેલી છે. અને વળી તેને સુશોભિત વસ્ત્રાલંકાર અને સણગાર સાથે મનસા, વાચા ને કર્મણાથી નિર્માણ કરેલા સુપં

કીત વરને કન્યાદાન આપવું જોઈએ. પરંતુ કન્યાનો વિક્રય કરવાને કોઇ જગોએ લખ્યું નથી. તેમજ સ્ત્રિઓને હમેશાં સંતુષ્ટ રાખવાને બદલે કલેશમય અને દુઃખી હાલતમાં રાખવાને આજ્ઞા પણ કરી નથી; તેથી જે એ પ્રમાણે કરેછે તેને માટે મહાત્મ જનો એવું કહી ગયા છે કે, તેઓ અધર્મ ગતિને પાત્ર છે. જેના વંશમાં સ્ત્રિઓ સુખ નથી પામતી તેના વંશનો મનુના વાક્યો પ્રમાણે નાશ થાય છે. કન્યાવિક્રય કરવો એ કજીઆનું બીજ રોપવા બરોબર છે, ને તેમાંથી અંતે તેનાં બુરાં ફળ બુરી રીતે ચાખવાં પડે છે. તેથી મજકુર મુનીના કેહેવા પ્રમાણે સ્ત્રિયોના કલેશથી સુખ સંપત્તિ નાશ પામીને આખરે પોતાનો નાશ કરી અધોગતિને પોહોચવા પાત્ર પોતે પોતાની મેળેજ થાયછે.

अनिन्दितैः स्त्रीविवाहै रनिन्द्या भवति प्रजा ॥
निन्दितै निन्दता नृणां तस्मा न्निन्द्यान् विवर्जयेत्

અર્થ—યોગ્ય વિવાહ કરવાથી સારી પ્રજા થાયછે. નિંદિત વિવાહ કરવાથી નિંદિત પ્રજા જાયછે. માટે નિંદિત વિવાહનો અતિ યત્નવડે ત્યાગ કરવો ઉચીત છે. તાતપર્ય જે, કન્યાવિક્રય કરનારો માણસ ઘણા લોકની બત્રિશીમાં ચવાય છે, ને તે વિવાહ પણ નિંદાય છે. કેમકે કેટલાક પાછળથી એમ બોલેછે જે ફલાણે તો સારી તરેહથી વરઘોડો કાઢયો. અને ફલાણે તો આછી રીતે છોકરી પરણાવી ને જાન જમા

ડી. ત્યારે વળી કેટલાક કહેછે કે, એણે શું મોટું પરાક્રમ કર્યું! દીકરી વેચીને ઉરાડયું તેમાં કાળું મેશ થયું છે. આવાં વાક્યો જે વિવાહ થયા પછી બોલાય, તે નિંદિત વિવાહ થયો કહેવાય. ત્યારે તેમાંથી નિંદિત પ્રજાનોજ જન્મ થાય છે. તે †પ્રજા પોતાના પુર્વજોને એબ લગાડનારી નીપજે છે. કન્યાવિક્રયથી જે વિવાહ થયો, તે નિંદ્ય ઠરેછે, માટે એવો જે નિંદ્ય વિવાહ, તેનો ત્યાગ કરવાને દર્શાવ્યું છે. હવે આપણી સાધારણ રૂઢી (કેહેવત) પ્રમાણે 'દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય' છે. માટે પોતાની ગાયરૂપી દીકરીનું તેની અણસમજુ અવસ્થામાં સુપાત્રે દાન આપી પોતાની ફરજ બજાવવી જોઇએ. તે ફરજ ન બજાવતાં રાક્ષસરૂપ ધારણ કરીને કન્યા વિક્રય કરવો. તો તેનો દોષ વિદુરનીતિમાં કહ્યો તે સાંભળો.

पंच पश्वनृतं हंति दशहांति गवानृते

शत मश्वानृते हंति सहस्त्रं पुरूषानृते

અર્થ અજાદિ પશુને માટે ખોટું બોલનારો તે પોતાના પાંચ પુર્વજોને પરલોકમાંથી પાડેછે. ગાયને માટે ખોટું બોલનારો દશ પૂર્વજોને; ઘોડાને માટે ખોટું બોલનારો સો પુર્વજોને, અને પુરૂષને માટે ખોટું બોલનારો પોતાના એક હજાર પુરવજોને પરલોકમાંથી ખેંચી પાડે છે.

ટીકા. ગાય રૂપી જે પોતાની દીકરી તેને માટે કન્યા-

---

†આજની પ્રજા તેજ હાલતને પામેલી છે.

વિક્રય જે સ્વપ્નામાંય નહોય તોજ સારૂં. તેનો વૈખલી ભાષા વડે લોકોમાં જાહેર રીત વિક્રયકરવો (દાવપેચ કે પ્રપંચી વેચાણ, લોભી વ્યાજખોરોની પેઠે કરવું) તેથી તો તે પોતાની દશ પેઢીના પુરવજોને પરલોકમાંથી પાડનારો, નીચ અને પાપી ઠરેછે. માટે કન્યાનો વિક્રય કરવો તે કેવળ નઠારૂં કર્મછે, તેનો વીર પુરૂષોએ ત્યાગ કરવો. વિદુર નિતીમાં કહ્યુંછે કે,

मद्यपानं कलहं पूगवैरं भार्यापत्यो रंतरं ज्ञातिभेदं ।
राजद्विष्टं स्त्रीपुंसयो विवादं वर्ज्यान्याहु र्यश्च पंथा प्रदुष्टः ॥

અર્થ—મદ્યપાન, કલેશ, અત્યંત વૈર, સ્ત્રી અને છોકરાંનો વિયોગ, જ્ઞાતિનો ભેદ, રાજાનો દ્વેષ, સ્ત્રી પુરૂષમાં કજીઆ કરવો અને કરાવવો, એ આદી જે દુષ્ટ મારગો છે, તેને યત્નથી છોડી દેવા જોઇએ.

ટીકા. એજે, કન્યાનું વેચાણ કરવાથી માંહો માંહી કલેશ પેદા થઇ, છેવટે પોતાની પ્યારી પૂત્રીયોનો વિયોગ થાયછે. કેમકે કન્યાના વધારે પઇસા લેવાથી તે પરણેલું દંપત્તિ જોડું મહા સંકટમાં આવી પડેછે. તેથી તે કન્યા દુઃખાગ્નિના ક્રોધ વડે પોતાના પિતાને શ્રાપ દેછે. અને તે દુષ્ટ પિતાના ગ્રહને વિષે જવાનું પણ ત્યાગેછે. એ રીતે ન કરવાનું કરવાથી શાશન પાત્ર ગણાયછે.

હવે આ પ્રમાણે કન્યા વિક્રય કરનારો દોષિત થાય

છે. અને વિક્રીયીત કન્યાનો લેનાર પણ દોષિત સિદ્ધ થાયછે. વળી મનુ કહેછે કે,

सन्तुष्टो भार्य्यया भर्ता भर्त्रा भार्या तथै वच।

यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम्॥

અર્થ—જે કુટમ્બમાં સ્ત્રી ધણીને સંતુષ્ટ રાખેછે, તેનું નિરંતર કલ્યાણ થાયછે.

ટીકા. ત્યારે કન્યા વિક્રયથી બંધાયલું જોડું ઉપર બતાવ્યા પ્રમાણે એક બીજાને અરસ્પરસ કદી રીઝવી શકશે કે? ના કદાપિ નહી. જ્યારે એ પ્રમાણે થવું અશક્યછે, ત્યારે તેમનું આયુષ્ય તો તેથી ઉલટું કજીઆ અને કંકાસમાં ગુજરવાનુંજ. વાસ્તે જે કામ કરવાનું છે ને તે નથી થતું તો દોષિત ગણાયછે. એવું જાણી સર્વ મનુશ્યો એ નિંદા પાત્ર જે કન્યા વિક્રયનો લજામણો ચાલ, તેનો જેમ બને તેમ જલદીથી અંત આવે તેમ કરવું. એમ કરવાથી હાલમાં અનેક કળાઓથી ભરપુર એવી ઉમદા કેળવણી પામેલા અને ચમતકારી વિદ્યામાં પ્રવીણ થએલા જે સ્વદેશાભીમાની પંડીતો, તેમ ધનાઢયોછે; તેઓએ પોતાની કીરતીમાં વધારો કર્યો કહેવાશે તથા ચાલતા વખતમાં અચળ નામ રાખ્યા બરાબર ઠરશે, તે હમેશ ટકી રેહેશે. વળી આ પ્રમાણે કન્યાવિક્રય કરવા ક્યાંહી કોઇપણ રીતે બતાવ્યું નથી. પણ શાસ્ત્ર સિદ્ધ કરેછે કે કન્યા વિક્રય કરનારા અને

વિક્રયીત કન્યા લેનારા પાપી, ચંડાળ (અઘોર કર્મ કર નારા છે) કહેવત છે કે, થોડામાં થોડું મળવાથી તે વધે એમ આખરે થોડું થોડું વધવાથી ઢીગો થઈ અઘોર અંધાર થાય છે. એટલે ચઢતી શ્રેઢી પ્રમાણે પાપ વૃદ્ધિ પામે છે.

કન્યાને વિક્રય કરવાનો રીવાજ ગુલામના ધંધાના જેવોજછે. કેમકે ગુલામોના વેચનારા તેમને બજારના ખુલ્લા મેદાનમાં વેચવાને ઉભા કરેછે, અને તેની ખરીદી કરનારા માણસો તેમને જોઇને તેમના શરીરના અવયવો તપાશી તપાશીને લેછે. તેમજ કન્યાના વિક્રય કરનારા અધર્મિ પીતાઓ પોતાની દીકરીઓની વય તથા રૂપના વખાણ કરી વેચેછે. અને તેના અધર્મિ ખરીદ કરનારાઓ તેઓનાં શરીર તપાશીને એટલે શરીરમાં ખોડ, ખાંપણ નથી પણ ખુબ સુરતી જોઇને અમુક રકમ માગણી કરેછે. માત્ર ફેર એટલોજ કે, ગુલામો છુટા ચોકમાં ખુલ્લી રીતે વેચાય છે, અને નિર્દોષ કન્યાઓ ઘરને ખુણે વેચાય છે.

અરે એ કન્યાના વિક્રય કરનારા અધર્મિ પિતાજીઓ!! તમે જેને વાસ્તેબાલ્યા વસ્થામાં કષ્ટ વેઠ્યાંછે, ભીનામાં સુઇને કોરામાં સુવાડ્યાંછે, ભૂખ્યાં રહીને પોતાનાં બચ્ચાંને ખાવા આપ્યુંછે. એવી રીતે નાના પ્રકારનાં જતન કરી લાડપાડથી ઉછેરેલી તમારી દુહિતાઓને રૂડી કેળવણી ન આપતાં અને તેમના ભવિષ્યનું સારૂં નહી

ચ્હાતાં કુમાર્ગના દુષ્ટ કાળાગ્રહમાં ગુલામની માફક હોમી દ્યોછો; એ કેવું ત્રાસ દાયક અને પરિતાપી કાર્યછે?

તમે આવા વજૂલેપન પાપના બંધનથી કયારે છુટશો? અરે તમો કદીપણ મુક્ત થવાના નથી. કેમકે તમો જાણી બુઝીને નીર્ભયપણે પાપ કરોછો. તે વડે તમારા આ દુનિયામાંજ અતિસય ભુંડા હાલ થાયછે તે નજરે દેખોછો, તો પણ ડરતા નથી અને તેવું કર્યાં જાઓછો એ શું!! તમે પોતાની કન્યા વેચીને તેના પૈસા લેશો, તે દ્રવ્ય સુખેથી ઢરીને ખાશો? અથવા કરજ ફીટાડશો? કે બાળબચ્ચાંનું પોષણ કરશો? અથવા કંઇ ધંધે લાગશો? અરેરે!! એમ ધારીને ટુંકી-સમજથી નીચકર્મ કરોછો, પછી હર્ષમાને હર્ષમાં થોડા દિવસમાં લીધેલા નાંણાનો વ્યય કરો છો; પણ યાદ રાખજો પાછળથી એ બુરા પૈસા લીધાનું પાપ તમને ઘેરી લેછે. અને ધારેલા વિચારોને ઉલટાવી દેઇ કંઇ પણ સત કર્મ કરવા દેતું નથી. પછી આળસમાં લીધેલાં નાણાં ફકમફકા થઇ જાયછે ને લુટમાં આવેલો માલ ધાડે ગયા જેવું થાય છે. માટે સરવ બ્રાહ્મણ વાણિ-આ વિગરે સર્વે જ્ઞાતિ જનોએ અરસ પરસમાં સમજીને એ મહા દુઃખ દાયક ચાલ આપણા વારસોને મળવાનો વ-ખત ન આવે, તેવા નિયમો શાસ્ત્રને આધારે રચવા જોઇએ. હાલના સુજ્ઞ અને ગુણજ્ઞ વદ્વાનો અને ગ્રહસ્થો તથા દેશને સુધારીને ચઢતી કળામાં લાવી મુકવાના

દઢ વિચાર જેના અંતઃકરણમાં ઠશેલા હોય, તેવા સર્વે સજ્જ નોનેઘટારતછે કે, પોતાની આસ્પાસના અજ્ઞાન જનોમાં નવ રાશની વેળાએ ધીરજથી અને નમ્રતાથી તેમના અંતઃક રણમાં રૂડી પ્રેરણા થાય એવો બોધ વારંવાર કરવો, ને તેમની ભૂલ સુધારવી. આ રીતે તે લોકોને ખુણે ખાચરે અથવા જાહેરમાં મોટી હિમ્મતથી વારંવાર ઉપદેશ અપાયા કરાશે તો, પરમેશ્વરની દયાથી તેમનાં મન સુધારારૂપી માર્ગે વલણ પકડશે. જેથી તમારી ગયેલાં કીરતીને તમો ફરીથી પ્રાપ્ત કરશો અને કિરતી મેળવ્યા પછી સંપથી રહીને સદા સુખી થવાને રૂડા માર્ગોયે જશો, નહી તો આ સંસાર રૂપી દુખી ખાડામાં જન્મ પરિયંત દુઃખ પામીને જેમ ઉ- કરાડામાં કચરો ભેગો થવાથી સડીને દુરગંધ ઉડે છે તેમ તમે તમારા પાપરૂપીઆ કચરાને ભેગો કરતા જશો, તો તેની તમને જે શીક્ષા થશે તેથી તમે દુરગંધ પાત્ર થશો.

કન્યાવિક્રયનો પઇસો અધર્મથી મેળવ્યો કેહેવાય છે. કેમકે કન્યાવિક્રય કરવાનું કોઇ ધર્મશાસ્ત્રોમાં લખ્યું નથી. તો પછે તેમ કરવું એજ અધર્મછે. અનિતી માર્ગે પેદા થયેલો પઇસો પણ અધર્મથી મેળવ્યો કેહેવાયછે.

धनेना धर्मलब्धेन अच्छिद्र मपि धीयते।

असंवृतं त द्रवति ततो न्य दवदीर्यते॥ वि० नि०

અર્થ—ધર્મથી મેળવેલા ધન વડે જે છીદ્ર ઢાંકવો

કરેછે તે તો ઢંકાતું નથી પણ તેથી વિરૂધ બીજું છિદ્ર ઉ-
ઘાડું થાય છે.

ભાવાર્થ—અધર્મથી મેળવેલા દ્રવ્યથી ગમે તે કરે
પણ પાપકર્મ ઢંકાઇ શકતું નથી પણ ઉલટું તેમ કરવાથી
વધારે થાયછે, જેમકે જુઠું બોલનારો પોતે હું ખરૂં
બોલુંછું, એમ સાબિત કરવા જતાં બીજું વધારે જુઠું બોલેછે.
તેથી તે પોતાના અસત્યપણામાં ઊમેરો કર્યાં કરેછે. એ
જ પ્રમાણે કન્યા વિક્રયના પૈસાથી કાંઇ સુકાર્ય થતું નથી
એટલે પોતાનું છિદ્ર ઢંકાતું નથી પણ એ અધર્મ માર્ગે
મેળવાયલા દ્રવ્યથી વધારે છિદ્ર ઉઘાડાં પડેછે. વળી નિચ
કર્મ કરવાની બુદ્ધિ પ્રાપ્ત થયાથી ઘણા નિચકર્મ કરવા શિખેછે
તથી પોતાની એબ વધારે ઉઘાડી પડેછે. અધર્મથી પેદા
થએલો પઇસો વિષ્ટાથી પણ ખરાબ છે, તેની સિધ્ધતા આ
ગળ ચોથા પ્રકરણમાં દર્શાવી છે.

હવે કન્યાવિક્રય નહી કરનારાઓ એમ સમજે છે કે,
જે કરેછે તે તેનાં ફળ ભોગવે છે. એમ સમજી કન્યાવિ
ક્રય કરનારાને તેમ કરવાથી રોકતા કે ના પાડતા નથી તે
મ આડે પણ આવતા નથી તેમાં મોટી ભુલ છે. કારણ
તેઓ પોતાની મેળેજ કન્યાવિક્રય કરવાના પાપના બંધન
માં સપડાય છે ખરા, પણ તેનું પાપ સારાઓનેયે નડેછે.

असंत्यागा त्यापकृता मपापां तुल्यो दंडःस्पृशते मिश्रभावात
शुष्केणा र्द्रद् दह्यते मिश्रभावा तस्मात्पापैःसहसंधिंन कुर्यात्

અર્થ—લીલું સુકા સાથે મળવાથી બળી જાય છે. તેમ નિષ્પાપી માણસો પાપીના સંગનો ત્યાગ નથી કરતા, તો પાપિ સાથે મળવાથી નિષ્પાપીને પણ પાપીઓની પ્રમાણે શિક્ષા સહન કરવી પડેછે, માટે પાપી માણસોની સાથે સંગ અથવા સ્નેહ કરવોજ નહી.

ટીકા—નિષ્પાપી માણસો પાપીની જોડે નથી મળતા, પણ પાપી માણસો નિષ્પાપીની ભેળા ભળેલા રહેછે, તેથી નિષ્પાપીને પણ પોતાના જેવા દંડપાત્ર કરેછે. આથી કન્યાવિક્રય નહી કરનારાઓએ જો કે પોતપોતાના મનથી તેમનો સબંધ નહી ચાહ્યો હોય, અને તે કરનારાં આપણાં સગાં છે એમ પણ નહી માન્યું હોય, તોપણ એવું નહી ચહાનારા શુભજનો! તમારી જોડે પાપીઓ સબંધ રાખે છે, તેસંબંધવડે જેમ લીલું સુકાના મળવાથી બળી જાયછે, તેમ તમો નિષ્પાપ રૂપી લીલા છો પરંતુ તે પાપરૂપી કન્યાવિક્રય કરનારા સુકા (૬૪) જ્ઞાતિભાઈઓના મળવાથી બળી જાઓ છો. એટલે તમારી સતક્રિયાઓ અને મહતા ફોક થાય છે એમ સમજીને તે પ્રમાણે ચાલવા આ વચન યાદ રાખવું. અને હવેથી આપણે તેવાની સંગત પાપના પંજામાં સપડાઈએ નહિ તો સારૂં એમ સમજીને એકદમ તેવા ચાલો બંધ કરાવવા ધારાઓ ઘડીને મેદાનમાં આવવું. શત્રુઓ સામા દૃઢતાથી ટકાવ કરવા, તેમના સામી ક્ષમારૂપ ઢાલ પકડીને નરમાશનાં બાણ મારવાં, એકસંપથી તેમનું પોતાની

તરફ વધારે વલણ આકર્ષણ પામે તેમ અહોનિશ કર્યાં કરવું, તોજ આવાં અનેક પ્રકારનાં અઘઓઘપાપમાંથી મુકત થશો. આ પાપની જડ સમુળી વિનાશ થાય ત્યાં સુધી તેનો નાશ કરવામાં દરેક ઞાતિના વિદ્વજનોએ મંડ્યા રહેવું. પણ કાંઈ ન કરતાં કહેવું કે ધીમેધીમે સર્વ સારૂં થશે, એમ ધારી આળસમાં ને આળસમાં વખત ગુમાવ્યાં કરવો, અને ઞાતિમાં ઉન્નતિની આશા રાખવી, એ કેવળ ફોગટ છે. પછી તો કાળાંતરે જે બનવાનું હશે તેતો બનશે. તેમાં હાલના ઉછરતા વિદ્વાનોને શો લાભ! કેમકે શૂરવિર વિના જીત્રાતું નથી. તેમ તમે શૂરવિર થઈને ધર્માભિમાનવરૂ દેશને નિંદ્યારૂપીઆ ઠપકામાંથી મોકળો કરવાને પ્રબોધ ચંદ્રોદય નાટકમાં રચેલા સદગુણરૂપીયાં હથીયાર પકડીને દુગુણરૂપી સર્વ કુચાલોનો સંહાર કરીને ફતેહ મળવો, તોજ તમોએ દુનીયામાં આવીને નાના પ્રકારનું વિદ્વાનપણું મેળવ્યું છે તે તથા ધનાઢ્ય થઈને સુખભોગ પ્રાપ્ત કર્યાછે તેનું સાર્થક થશે, નહી તો જન્મ મિથ્યા અને એળે જવાનો એમ નક્કી જાણવું. કન્યાવિક્રયનો ધંધો સાક્ષાત આ લોકમાં દુઃખ પમાડીને યમલોકને પોહોચાડનારો છે, એવું સમજી તેનો ત્યાગ એવી રીતે કરવો કે, જેમ કાયામાંથી પ્રાણ જતો રહે, ધગધગતી જમીપર પડેલું પાણીનું બુંદ બળી જાય, ગયો વખત ફરી ન મળે, વૃક્ષ ઉપરથી પાદડું ખરી પડે, કાચા મૃત્તિકાનો કુંભ ફંસઈ જાય તે ફરીથી

સંબંધી થવા વારો આવતોજ નથી. એવી રીતીએ તમો તે દુષ્ટ માર્ગનો ત્યાગ કરો, અને સદગતિરૂપ કુદરતથી ઉત રેલો લગ્ન સબંધમાં કન્યાદાન દેવાનો અતિ ઉત્તમ ચાલ આપણા પરંપરા પુર્વજોથી ચાલતો આવેલો છે તે પાળ વાને શકિતમાન થાઓ. કારણ કન્યાદાન દેવાનો પવિત્ર માર્ગ સદગતી પમાડીને મોક્ષધામને વિશે લેઇ જનારો છે તેને તેવો સમજી ગ્રહણ કરવો. જેણેકરી જગત તથા આપણો ઉત્પન્ન કરનાર જે સર્વાંતર્યામિ, કરૂણાસાગર, અધમ ઉધારણ, અશર્ણાશરણ, સર્વોપરી બાપ, તે આવાં શુભકર્મ જોઇને આપણા ઉપર આશિર્વાદીત અને પ્રસન્ન થાય. વળી સુકર્મોથી સુનિતિમાં ચાલવાને લીધે અંતે મો ક્ષધામને આપે. સતક્રિયાનાં સત્વેકરી મંગળાશિર્વાદરૂપી મેઘમાંથી આપણા ઉપર અખંડ ધારાઓ વર્ષાવી આ પણને પાવન પાવન કરી નાંખે. અસ્તુ.

---

## પ્રકરણ ૪ થું.

## कन्याविक्रय करनारो तथा विक्रयीत द्रव्य ते बन्ने अधम छे.

### दृष्टांत १ लुं.

પુર્વે વર્ધમાન નામે નગરમાં એક મહા ધંનાઢ્ય શેઠ

રહેતો હતો. તેને લક્ષ્મી નામે સ્ત્રી હતી, તે દયાળુ, સત્ય ભાષણી અને પવિત્રપણે પતિવૃતાધર્મ પાળનારી હતી. એ શેઠને પોતાનું અડધું વય ગયું ત્યાં સુધી કાંઇ સંતાનની પ્રાપ્તિ નથઇ.તેથી તે અનેક તરેહના વેહેમોથી બાધા આખડી રાખતો,અને મંત્રજંત્રથી માતા મહાદેવને રીઝવવા લાગ્યો; તોપણ પુત્ર ન થયો. એમ કરતાં ઘણાક દિવસને સમયે તે ગ્રહસ્થને અમરી બજરી કરનાર એક અઘોરી બાવો મળ્યો. તે બાવાને નમઃસ્કાર કરીને પુછ્યું જે, મહારાજ હું ઘણા દિવસથી અનેક તરેહનાં વૃત દાન કરૂં છું તથા ધર્મ નિયમ પાળુંછું તથાપિ મને સંતાનની પ્રાપ્તિ થતી નથી, માટે દયા કરીને આપ એવો કોઇ રૂડો આશિર્વાદ દ્યો કે, જેથી મને પુત્રની પ્રાપ્તિ થાય. અઘોરીએ કહ્યું કે, હે મહાજન શેઠ! જો તું અને તારી ત્રિયા બંનો મારી બાધા લ્યો અને હું કહું તે પ્રમાણે કરો, તો તમને પુત્રનો લાભ થઇ વાંઝીઆમેહેણું ટળે. પેલા ગ્રહસ્થે કહ્યું જે, તમારી આજ્ઞા પ્રમાણે જે બાધા આપશો તે અમો શુધ્ધ દીલથી જરૂર પાળીશું. ત્યારે તે તપશીએ કહ્યું કે, જે બાળક તમને થાય, તે એક માસનું થાય ત્યારે તેની વિશામાંથી તું અને તારી સ્ત્રી ઉભયજનોએ મળીને અરધા૨ આંગળી ભક્ષ કરવું. એમ જો તમો દ્રઢતાથી પાળવાને સામર્થવાન થાઓ તો,હું તમને આશિર્વાદ દેઉં. તેણેકરીને તમારો વંશ દીપાવે એવોસપુતદીકરો થશે. વાંઝીઆ મેહેણું

ટળવા તથા સપિંડ પામવા પુત્રના લાભ પ્રેમથી તેમણે ત
કબુલ કર્યું. ત્યારે અધોરીએ આશિર્વાદ દીધો. એટલે તે
બેઉ રાજી થતાં પોતાના આશ્રમપર આવ્યાં, તે બાધા
ઉપર દ્રઢ વિશ્વાસ રાખવાથી સમયાનુસારે તે શેઠને ઘેર
પુત્રનો જન્મ થયો. હવે તે છોકરો એક માસનો થયો એ
ટલે પોતાની રાખેલી બાધા પુરી પાડવાને તે ગ્રહસ્થ દં
પતીને યાદ આવ્યું. પરંતુ કમકમાટ (ચીટ) ભરેલી વસ્તુ
ચાટવાને ખેદ થવા લાગ્યો તેથી શેઠે વિચાર્યું કે, તેનું
નિવારણ કરવા શાસ્ત્રી પુરાણી આદિક વિદ્વાનોને પુછી જો
વું અને શાસ્ત્રમાં કાંઇ પ્રાશ્ચિત કરવાનું બતાવ્યું હોય તો
તેમ કરીએ;એમ યત્ન કરતાં એક વખત સર્વ પંડીતોને આ
મંત્રણ કરી એકઠા કર્યા. તેઓએ પ્રશ્નની ચર્ચા ઉપરથી
શાસ્ત્રાર્થ નિર્ણયસંબંધી બતાવ્યો કે, જે જ્ઞાતિમાં કન્યાવિક્રય
ભોજન એટલે કોઇ માણસે પોતાની દીકરી પરણાવી તેના
વેચાણ દાખલ રૂપીઆ લીધા હોય, ને તેજ લીધે
લા તે રૂપિયામાંથી જે કોઇ નાત જમાડતો હોય તે નાત
માં જઇ તમો ધણી ધણીઆણી આંખે પાટા બાંધીને તે
જમણ જમી આવો,તો તમારી નર્ક ચાટવાની બાધાથી ત
મ મુકત થઇ શકો. એ સાંભળી બ્રાહ્મણોને દક્ષણા આપી
વિદાય કર્યા, અને વિક્રિતપંકિતનો શોધ કરતાં કરતાં એક
દિવસ એવી પંગત મળી આવી, તે સમયે આંખે પાટા બાંધી
ત્યાં જમવા ગયાં. પીરસનારાઓએ તેમને ઓળખીને તરત

કંસાર ઘી પીરશ્યાં. પ્રથમજ જમવાને વાસ્તે બન્નોએ એક એક કોળિયો મુખારવિંદમાં મુકતાંજ તે ભોજન સ્વાદે વિષ્ટાના જેવું લાગ્યું. તેથી થુંકી નાંખવાની ઇચ્છા કરે છે, એટલામાં યાદ આવ્યું કે,હવે તો જેમ બને તેમ ખરૂં. પણ ચરચાર આંગળીઓ ચાટવાને બાધા રાખેલી તે પ્રમાણે ચરચાર કોળિયા પરાકાષ્ટાએ ખાધા વિના છુટકો નથી. પછી અતિશય ખેદયુકત થઇને તે ખાધું. તાત્પર્ય એટલુંજ કે, નર્કભક્ષણ કરવાનો વિધી, વિક્રિત દ્રવ્યભોજનવડે પુર્ણ થયો. માટે દીકરીનો પૈસો લેવા, તે ટુંકામાં વિષ્ટા બરોબર છે.

## દૃષ્ટાંત ૨ જું.

કોઇ એક બ્રાહ્મણને ઘેર અછતને લીધે પોતાની કન્યા મોટી થઇ ગઇ. ત્યારે તે સ્ત્રીપુરૂષે વિચાર કર્યો કે, આપણી દુર્બળ અવસ્થા છે અને પુત્રી મોટી થઇ છે, માટે કોઇ વર ખોળી આવું. જે કોઇ વધારે નાણાં આપે તેને ઘેર વેવીશાળ કરીશું કે દળદર જાય. એમ વિચારીને તે બ્રાહ્મણ જમાઇ ખોળવા નિકળયો. પોતાના ગામથી આશરે દશેક ગાઉને છેટે જતાં એક ગામ આવ્યું, તેમાં પોતાની જ્ઞાતિનાં કેટલાંક ઘર હતાં. ત્યાં ચોકાશી કરતાં એક સદગ્રહસ્થ બ્રાહ્મણને ઘેર અમુક રૂપિયા લેવાનો ઠરાવ કરી તેના દીકરાની સાથે ચાંલ્લો કરી વિવાહ ઠરાવ્યો. ત્યાર પછી બહાનાં દાખલ એક પોટલું આશરે રૂ.૭૦૦) નું લેઇ

ને ઘરભણી ચાલ્યો. પાસે અધમણ ભાર તેના થાકથી વિશ્રામ લેવાને પોતાના ગામ નજીક આવતાં અડધોક ગાઉને છેટે એક ઝાડની સુંદર છાયા જોઇ તે તળે બેઠો. દિવસ હતો તેથી મનમાં વિચાર કરવા લાગ્યો કે, અજવાળા છતાં ગામમાં પેશીશું, તો કોઈ દેખશે, ને ટોકશે કે પોટલું શાનું લાવ્યા? તેથી અહીઆંજ વિસામો કરૂં. એમ ધારી પેલીપોટલી ઉશાકે મુકી સુતોછે. એવામાં કોઈ ચંડાળણી તે રસ્તે થઇને જતી હતી, તેની પાસે કંઇક નીચ (કાગડાનું માંસ) ખોરાક હતો. તેના મનમાં પણ વિચાર આવ્યો જે અહી પાણીનું આશ્રમ છે અને ક્ષુધા પણ બહુ લાગીછે, વાસ્તે અહીજ રાંધી ખાઇને જાઉં તો ઠીકછે; પણ પાસે રસોઈ કરવા માટે કાંઈ સાહિત્ય નહતાં, તેથી અહીંતહીં ફરીને ચુલા વાસ્તે તજવીજ કરતાં કરતાં મરી ગએલા ઊંટના ઢેકા પડ્યા હતા તે લાવીને ચુલો કર્યો. પાસે એક કુતરાના માથાની ખોપરી પડી હતી તે આણી. તેમાં પોતાનીપાસે નિચ ખાદ્ય હતું તે રાંધવા, તેને સાફ કરીને તેમાં ઓર્યું. ને પાંણી રેડી આશપાસના કાંટા ઝાંખરાં લાવી બળતું સળગાવ્યું. ઢાંકવાને વાસ્તે પાસે કાંઇ ન હોવાથી આસ્પાસ તજવીજ કરતાં એક સુકું ખાસડું પડેલું જડ્યું, તે લાવીને પેલી ખોપરી ઉપર ઢાંક્યું; અને નિરાંતથી પાસે બેઠી. આ બધી ચરચા પેલો બ્રાહ્મણ જોતો હતો, તે જોઇને કંટાળાની સાથે આશ્ચર્ય પામીને તેને પુછવા લાગ્યો કે, અરે દુષ્ટ!

તું જાતે ચંડાળ, તારો ચુલો, વાસણ, અને ખાદ્ય, તે સર્વે અપવિત્ર છે. તે છતાં તેના ઉપર કંઈથી રઝળતું રખડતું ખાસડું લાવીને ઢાંકવાનું કારણ શું છે? પેલી ચંડાળણીએ ઉત્તર આપતાં કહ્યું જે, મહારાજ! આ મારો ખોરાક છે, તેને તમે નિંદો છો કેમ? મેં ખાસડું એનાપર એટલા મા ટે ઢાંક્યુ જે, આ મોટો ધોરી રસ્તો છે ને લોકોની આવ જાવ ઘણી છે, માટે કોઈ જતું આવતું હોય તે કદી અધમા ધમ હોય, તો તેના પગની રજ ઉડે અથવા તેનો પડછાયો આ મારા ખોરાક ઉપર પડે, તો તે સઘળું હરામ (અપ વિત્ર) થઈ જાય; તેથી મેં તે તેના ઉપર ઢાંક્યુ છે.

બ્રાહ્મણે કહ્યું જે, અરે!! તારાથી કોઈ વધારે પાપી હ શે ખરૂં કે?!! ચાંડાળણી બોલી હા મહારાજ. જે માણ સ પોતાની દીકરીનો પૈસો લઈને આ રસ્તે થઈને જતો હોય, તેના પગની રજોટી ઉડે, અને તે મારા ખોરાકમાં પડે, તો તે ખોરાક રદ થઈ જાય. માટે અમારાથી તેઓ હજાર દરજ્જે નિચ છે. મારા ગુરૂએ કાલેજ કહ્યું હતું કે, દીકરીનો પૈસો લેનારા છે તેઓ, બીજાં અનેક પાપ કરનારા કરતાં પણ અધમ છે. આ સાંભળી બ્રાહ્મણ ચકિત થઈ ગયો, અને મનમાં કલ્પાંત કરી લાવેલા રૂપિયા પાછા આપવાને પાછો વળ્યો. જેને ઘેરથી રૂપીઆ લાવ્યો હતો તેને તેના પાછા આપ્યા. તેથી પેલા આપનારના મનમાં એમ આવ્યું જે, આ બ્રા હ્મણ લોભીઓ છે. એને કોઈએ વધારે આપવાની લાલ

ય બતાવી હવે માટે આજના આજ રૂપીઆ પાછો લા
વ્યો છે. માટે તેને કહ્યું જે ભાઈ આ તમે શું કરયું? ત
મારે જોઇએ તો બીજા હજાર પાંચસો લ્યો, પણ અમા
રે અહિંથી વિવાહ ભાગી કંઇ બીજે ઠેકાણે થાય ન
હી, એમ કરવાથી તો અમારી આબરૂ જાય. પે-
લા બ્રાહ્મણે ઉત્તર વાળ્યો કે, હવે મારે એક દમ
ડી પણ જોઇતી નથી. તેમ હું બીજા કોઇની પાસેથી
વધારે નાણાં લેવાની લાલચે રૂપીઆ પાછા લાવ્યો પણ નથી.
મેં તો એક ચંડાલણીના બોધ રૂપી વચનો સાંભળી કરેલા
ક્રીયામણનો અત્યંત ખેદ થવાથી આમ કરયું છે. માટે
તમારા દિકરાને શુધ્ધ મુહુરત નિર્ધાર્યા પ્રમાણે ઉથલાવીને
આવજો, હું મારી શકિત પ્રમાણે કંકુને કન્યા આપી
પગે લાગીશ. મારે તો હવે તમારી એક પાઇ પણ જોઇએ
નહી. આવી રીતે દ્રઢ નિશ્ચય કરી પોતાને ઘેર આવ્યો ને
પોતાની સ્ત્રીને અથઇતી સર્વ વિતેલી હકીકત કહી.
સ્ત્રી અને પુરૂષ સંપિલાં અને એક બીજાના ઉપર પ્રેમી
હતાં તેથી એકમત થઇ ઠરાવેલ મહુરતે કંકુ ને કન્યા કૃશ્માર્પણ
કર્યા. કન્યાદાન કરવાથી પોતાનો ને પોતાના પુર્વજોનો ઉધાર
પ્રાપ્ત કરયો. ભાવાર્થ એજે, આ દ્રષ્ટાંત ઉપરથી કન્યા વિ-
ક્રય કરનારા જનો ચંડાલથી પણ ઉતરતી પંકિતના ઠરે છે.
આ બ્રાહ્મણે ચંડાલણીનાં વચનથી પશ્ચાતાપ પામીને
વિક્રયવડે મળવેલું ધન ત્યાગ કીધું. અને શાસ્ત્રોકત

કન્યાદાન કીધું. એ પુણ્યનો બદલો ઈશ્વરે તાત્કાળ મળવી આપ્યો. તે એવી રીતે કે, આ વાત તે નગરના રાજાના જાણવામાં આવી, તેથી તેણે પેલા બ્રાહ્મણને બોલાવી પૂછતાં વાત સત્ય માલમ પડવાથી તેને બહુ દ્રવ્ય આપી સંતુષ્ટ કરયો, એટલુંજ નહી પરંતુ વંશ પરંપરાનું વર્ષાસન કરી આપ્યું. જેણે કરી તેના દારિદ્રનો નાશ થયો અને કિરતિ વધવા લાગી. રાજા ઘણોજ ધાર્મિક અને આસ્તીક હતો. તેણે નગરમાં ઢંઢેરો ફેરવ્યો કે, કન્યાદાન કરવાને જે કોઈ અશકત હોય તેમણે દરબારની સહાયતા માગવી કે, તે તુરત અપાશે. પણ ખબરદાર જો મારા રાજ્યમાં કોઈએ કન્યા અને ગાયનો વિક્ર કરવો નહી. જે કરશે તેને રાજ્ય પાર કરવામાં આવશે એવી રીતે સુધર્મ પાળવાથી ત્યાં સર્વ લોક સુખી અને આનંદી હતા. નીચ કામ કરનાર ચંડાલણી જાતે નિચ, અને તેનો જે ખોરાક હતો તે તેથી નીચ હતો, તેમ છતાં તેવા ખોરાકને કન્યાવિક્રય કરનાર પાપીના પગની ધુળ અડે કે તેવાનો પડછાયો પડે તો, પોતાના નીચ ખોરાકને ચાંડાળણીએ પણ ધિઃકાર્યો. ત્યારે કન્યાવિક્રય કરવામાં કેવું નિચ કર્મ અને ભયંકર પાપ છે! તે સ્પષ્ટ સમજી શકાય છે.

દયાના ધારણ કરનાર જે સ્વતંત્રતાને ઈચ્છનારા પુરૂષો છો તેવાઓ તમે પોતાના પૂર્વજોના સ્થાપેલા ધારા તથા શ્રેષ્ટતાને માન આપતાં નિતીવાન થાઓ. પોતાની વિ

દ્યામાતા જે (સંસ્કૃતભાષા)છે જેને હાલના સમયમાં પૃથિવીપર રહેનારા બધા લોકો શ્રેષ્ટ ગણે છે; તેને લજવી ન મારો પણ અનેક પ્રકારનાં અઘોર પાપકર્મ કરવાં તજી દ્યો. આપણા ઋષિઓએ વર્તેલા ધર્મ પ્રમાણે વર્તો. હુનરો કળાઓ સદ્વિચારો અને સદ્ભાષાઓ જેને પુર્વજોએ પાળ્યાં હતાં તેને ધારણ કરો. જુઓ જેઓ જંગલી અવસ્થામાં અતિશય ક્રુરપણે ફરતા, અને અનાર્યો કહેવાતા હતા. તેઓ પોતાના દ્રઢવિચારોથી થોડા વખતમાં સુધારો કરી આર્યથી પણ વધતી શ્રેષ્ઠતા ઉપર ચઢતા ગયા ને જશે. પણ આપણા ધર્માંધપણામાં કુટાતા અકર્મિ અને અધર્મિ સ્વદેશીઓ દેશને માટે ચેતતા નથી તે શું? આપણે આર્ય કહેવાતા અનાર્યના રૂપમાં આવતા જઇએ છીએ, તેથી હે બાધુઓ! ચેતો. હજુ વખત છે ને તે આપણાજ હાથમાં છે, ને વખત જશે એટલે કાંઇ કાર્ય થવાનું નથી. ઉત્તમ કેળવણી પામેલા હાલના જુવાન વિદ્યાર્થિઓ અને સદ્પુત્રો તમારી ફરજ છે કે, સદ્ગુણ ધારણ કરીને તમારાં અજ્ઞાન અને વેહેમી માબાપોને આવાં નિચકર્મના દોષ દર્શાવો, અને તેમ કરવાને ના પાડો, કુળનું રક્ષણ કરો, પોતાની શ્રેષ્ઠતા બતાવી તમારા અને સુધારાના નામને ઝાંખ ન લાગવા દ્યો, પણ ઓપીને ચકચકાટ રળીઆમણું કરો. જે કામમાં તમો પેહેલવેહેલા મેદાનમાં પડો તેને સારૂ આ નિબંધ પુર્ણ કરતાં તમને એવીજ અર્જ ગુજારૂ છું કે, શુભ કામ કરવાને દૃઢ વિશ્વાસથી વળગી રહેજો. જેથી સર્વાંત્તર્યામી પાલનકરતાર પરમેશ્વર તમારી ગએલી વેળા તથા મહતા તમને પુન:અર્પણ કરે કે, જેણે કરી સુખી થાઓ. અસ્તુ!

સમાપ્ત.

# व्यास रामेश्वर जन्म चारित्रनुं

## ( संक्षेप वर्णन. )

### સ્થાન.

કસ્બે ઉમરેઠ ગામ, ઠામ ડાકોરની પાસે;
વસે ઊજ્વળ વર્ણ, શર્ણ ઠાકોરને વાસે;
વરઘોડો શુક્રે ચઢે, તડે લોકો તે સ્થાને;
જાતે વૈશ્નવ જન, મન મોહનસુ માને.
બ્રાહ્મણ વણીક સરવે મળી, વેપારથી મહાજન ઠરે;
નિરોદ્યોગી નિંદાય છે, ઉદ્યોગી ઉદ્યમ કરે. ૧

ખેડાવાળ ખુબ વસે, કસે કાવે તે કેવા;
બાંધી કેડને ફરે, ખરે તે મલ્લજ જેવા.
બહુ સંપીલી તે જાત, નાત મરયાદા પાળે;
દર ટાણે તે નોતરાં, જ્ઞાતી જન સૌને આલે.
મિથ્યા નિમંત્રણ જાણવાં, ફોકટ જશ લેછે સહી;
ઘર કસરથી નિભાવતા, કો પર નિંદ્યા કરે નહી. ૨

વણીક ખડાયતા ઘણા, ફણા તેઓની મોટી;
કુળીન જે મનાય, ભણાય તે નાણાવટી.
નાતે કન્યા અછત, પત જોતામાં જાય;
ગરીબ પુત્રી તણું, ઘણું ધન તો લેવાય.
વિક્રયી માતપિતાએ જાણવું, પુત્રી ધન લેવું નહી;
શાસ્ત્ર સાક્ષી એમ વદે, છે દોષીત દ્રવ્ય તે તો સહી. ૩

કણબી આદયે વરણ, ભરણ મેનતથી પામે;
મ્લેચ્છાદી શુદ્ર જાત, તાન વસે તે ઠામે;

ધીર ધાર વેપાર, વાર જોઝેરો કરતા;
ખટ પટિઆ જે લોક, ચોક થઇ તે તો કરતા.
મામલતદારફોજદારને, અમીનનો હોદ્દો ખરો;
પોલીસ પામ્યા હુકમ જે, રઇયતનું રક્ષણ કરો. ૪
ઔદીચ ટોળક નાત, જાત બ્રાહ્મણની રહેછે,
ટોળક દાખી ગુમ, તૃમ સૌ ઔદીચ કહેછે;
દોઢસો ઘર ગણાય, બાણું જાદે કાવે;
દ્વેશી પરસ્પર થાય, દાવ જેલે જ્યમ ફાવે.
પૌલસ્તી પોચલ્લા ને એડિઆ, પંડ્યા સયણારા પાંચ છે;
પ્રથક ઊદ્યમ સૌકો કરે, શીર ગૃહસ્તાશ્રમની આંચછે. ૫

એવો સુંદર કસબો તે શેહેર સમાન શોભેછે, તેમાં તળપત અને વાટા એવા બે વિભાગ પેશવા સરકારના વખતથી મનાયાછે. વાંટાના માલીક ગરાશિયા વર્તમાને તો નબળી સ્થીતીમાં આવી ગયલા નજરે આવે છે. વાંટામાં ખેડુંતો અને મેહેનતી લોક જાદે રેહેછે. ત્યાં બ્રાહ્મણો પણ વશ્યાછે. ઘણાખરા વેપારી તથા ઊંચ વર્ણના લોક તળપતમાં વસેછે. બે વિભાગોની મધ્યે સરકારી પાઠશાળા છે, તેમાં છોકરા તથા છોડીઓ કેળવણી પામેછે. પુર્વે ત્યાં પેશવાઇ રાજ્ય પ્રબળ થઇ પડેલું હતું, તે સમય વાટાના ગરાશિયા રક્ષક યોદ્ધા મનાતા હતા. તેઓએ બ્રાહ્મણોને ગુરૂમાની પોતાની જગ્યામાં વસાવ્યા તેઓથી શાસ્ત્રબોધ, કથાવાર્તા સાંભળી સંતોશ પામતા હતા, એ કારણથી વ્યા. રામેશ્વરના વડીલ મુળ પુરૂષ નાયકેથી ત્યાં આવી વશ્યા હતા. તેઓ પૌલસ્તીતો ખરા પરંતુ ઊમરેઠ આવ્યા પછી પોચલ્લા ઊપનામે ઓળખાય છે. તે આદી

પુરૂશના વંશજો યજમાનની સંગતી વડે શૌર્યતામાં પ્રવીણતા મેળવવા લાગ્યા (પ્રસંગોપાત હથિયાર ધારણ કરી વીરહાકવગાડતા) હતા. આવા પ્રતિષ્ટિત કુટુમ્બમાં સંવત ૧૮૬૫ ના ચૈત્ર વદ ૨ ને વાર સનેઉ (શાકે ૧૭૩૧, ઈ. સ. ૧૮૧૦) દીવસને ચઢતે પ્રહરે બ્યા. ઈચ્છારામની સ્ત્રી બાઈ અમૃત કુક્ષે પુત્રનો * જન્મ થયો તેમની શુભરાશીયુક્ત રામેશ્વર નામ પડયું. એમને વડીલ બાંધવ હરજીવન નામે હતા, તે સ્વલ્પ વ્યાપારમાં પણ ન ફાવવાથી બ્રાહ્મી વૃતી કરતા. તેમને છગન નામે પુત્ર છે, તે પિતા પ્રમાણે જ ઉદ્યમ કરેછે.

રામેશ્વર બાળપણથીજ ખટપટી હતા, તેથી યુવાવસ્તામાં સ્વાર્થે ધિમાન નિવડયા. બાર વર્ષની વય થતાં ગુજરાતી ભણતર તમામ કર્યું. તેમનું લગ્ન ખેડા મધે ભારદ્વાજ ગોત્રી વૈદના કુટુંબમાં વ્યાસ વિશ્વંભર મયારામની તનયા સુખબાઈ વેરે થયું. એ બાઈનું મોસાળ માતર મધે પોલસ્ત ગોત્રો મારૂ પક્ષમાં છે.

સંસારીક ભણતર શિવાય, બ્રહ્મકર્મ, પાઠપુજા, દેવાર્ચન, પ્રસ્તાવિક શ્લોક વાર્તામાં પ્રવીણ થયા. પ્રથમ તલાટીની આકટીંગ નોકરી બજાવી, તે કામ પુરૂં થતાં *નાકેદારી મેળવી. તેમાં પોતાના વડીલોના બેસાડેલા દાબવડે સારી ફતેહ મેળવી. પરંતુ એકાંતવાસે રેહેવું પસંદ ન પડયાથી તે છોડી દીધી. બાદ ઉમરેઠમાં દુકાન

---

* હિંદુ ગૃહસ્થના નિયમ પ્રમાણે માજે નદીસર ગામ (મોસાળ)માં જન્મ્યા.

* હદ છોડી જતા આવતા માલ ઉપર હાંસલ લેવું તે.

કેહાડી વ્યાપાર આરંભ્યો. પ્રથમ ધાતુનાં વાસણનો રોજગાર ચલાવ્યો કેટલીક મુદત વસ્ત્રાદી કાપડનો પણ કર્યો હતો. તે સર્વમાં ફતેમંદ થતા ગયા પરંતુ કેહેવત છે કે, 'ब्राह्मणस्य मोदिकं प्रियं' તેણે કરી યજમાનોનાં મિષ્ટાંનની લેહેજતમાં સ્વતંત્રાર્થે રોજગાર બંધ કર્યો ને બ્રાહ્મિવૃત્તી કરવા લાગ્યા. તે વડે સ્વતંત્રતા તો અતિશય મળી પણ 'ભુંડું કરવું કાસદ્, ભુંડો ઉપાડવો ભાર; તેથી ભુંડું જાચવું, સુમને કેહેવો દાતાર'. એવી સ્વતંત્રતાથી કંટાળો ઉપજ્યો, માટે વાણીયાની મુનમગીરી પસંદ કરી આનંદથી દિવસ નિર્ગમન કરવા લાગ્યા કારણ તેમાં ઉભય અર્થ સચવાતા હતા.

એમને ત્રણ પુત્ર તથા બે પુત્રી એવાં પાંચ ફરજંદ થયાં. વડીલ પુત્ર નામે છોટાલાલ, તે વૈશ્નવ ધર્મમાં લીન હોવાથી મરજાદ ધારણ કરીને ત્યાંના ગોસ્વામીના મંદીરમાં મુખિઆજીનું કામ કરેછે. જ્યેષ્ટ પુત્ર નામે (1)મણીશંકર, તેમણે શાળામાં સારી કેળવણી લીધી, તે વડે પ્રથમ મેહેતાજીપદ મેળવ્યું, પશ્ચાત કાઠિયાવાડ ડીવીજન પોલીટીકાલ ખાતામાં કારકુની મેળવી. કામમાં કાબેલિયત અને સત્યતાથી વર્તવાને લીધે પો૦ એ૦ સાહેબને પસંદ પડ્યા, તેથી તે સાહેબે માલ્ને ચોક તાબે ગોહીલવાડમાં ઊંચી પાયરીએ થાણદાર નિમ્યાછે. કનિષ્ટ પુત્ર નામે રણછોડ, તે પણ પ્રથમ મેહેતાજી થયા ત્યાંથી પોલિટીકાલ ખાતામાં એક ગામના પોલીસ ઉનસ્પેક્ટર (ફોજદાર) થયાછે. આ બે પુત્રોની હોદ્દેદાર સ્થીતીથી રામેશ્વર વ્યાસને પાછલા આયુ-

---

(1) એ ગૃહસ્થ જ્ઞાતીશુભેચ્છક આવેશી મેમ્બર હોવાથી તેમણે આ નિબંધ રચાવ્યો છે.

એમાં ઘણું સુખ પ્રાપ્ત થયું હતું તે સ્પષ્ટ સમજાયછે.

ટોળક જ્ઞાતીના એકડિયા કેહેવાતા જથામાં મુખ્ય આગેવાનો (પટેલો) પાંચછે; તેમાં ત્રીજે નંબરે પોતે અધિકારી હતા. તેથી પાછલું આયુષ્ય નાતની ખટપટમાં ગાળ્યું જણાયછે. એ ગૃહસ્થ સંવત ૧૯૩૬ ના ભાદ્રવા સુદ ૧૧ ને મંગળવારને દિવસે પોતાની ૭૧ વર્ષની પુખ્ત વયે ગુજરી ગયાછે. પરંતુ તેમના ગુજરવાથી એક બાહાદુર આગેવાનની ખોટ પડી, તેણે કરી તેમના કુટંબ તથા લાગતા વળગતાઓમાં ઘણી ગમી પેદા થઇ હતી.

ઇશ્વર એમના આત્માનું રક્ષણ કરો, અને પુત્ર પુત્રાદી વંશજોનાં પરાક્રમ, પ્રતિષ્ટા તથા સુખની વૃધી કરો. અસ્તુ.

## દોહા.

બુધ્ધિ મુજમાં છે નહી, પણ આ કરયું પ્રયત્ન;
(જેથી) અઘટિત હોય લખાણ તે, માફ કરો કરી યત્ન. ૧
સ્વદેશિઓ માનો તમે, શાણા ને શૂર વીર;
પ્રથમ હતું આ દેશમાં, છે નહિ તેવું હીર. ૨
જોતા જોતાંમાં ગયો, કાળ વ્યર્થ અજીત;
સૂકાર્ય તે નવ આદર્યાં, કર્યાં કાર્ય ભયભિત. ૩
યવનતણા જુલમ થકી, નથી ત્રુટયો નીજ દેશ;
ત્રુટયો નીજ આચર્ણથી, માનો એજ વિશેષ. ૪
રંક અર્જ કરૂં આપને, તે જાણો નહી વ્યર્થ;
કર્મ કરો શુભધર્મનાં, પામો જેથી અર્થ. ૫
દ્રઢતા છે આ જગતમાં, જનને માટ લગામ;
દ્રઢનર પામ્યા ઉદયને, કહેછે ભૂપત રામ. ૬

સમાપ્ત.

## आ (क० दो० नामना) पुस्तकने सहातार्थे प्रथमथी ग्रहाक थनार गृहस्थोनां नाम (स्मरण)नी यादी.

| અટક સહીત નામ. | પદ્વી. | ખરીદ પ્રતો. | સ્થાન. |
|---|---|---|---|
| વ્યા. દેવશંકર દયાશંકર | રે. કલાર્ક | ૧૦ | અમદાવાદ |
| ભ. પ્રભાશંકર કૃષ્ણારામ | તલાટી | ૧૦ | ,, |
| વ્યા. શીવશંકર બેચર | તા. સે.ના શીરસ્તેદાર | ૨૫ | ,, |
| વ્યા. મહાશંકર ઇશ્વરભાઇ | મેહેતાજી | ૫ | ,, |
| પુ. મગનલાલ મહાશંકર | ,, | ૧૦ | ,, |
| મેહેતા.બાઇશંકર મગનલાલ | ,, | ૫ | ,, |
| પં. માણિકલાલ બેચર. | પુરાણી | ૩ | ,, |
| રા. ખુલાખી મહાશંકર | કારકુન | ૫ | ,, |
| રા. સુરજલાલ ઘેલાભાઈ | આ. મેહેતાજી | ૩ | ,, |
| વ્યા. ઘેલાશંકર નરોત્તમ | ક. કલાર્ક | ૫૧ | ,, |
| શુ. મહાદેવ ગંગાશંકર | મા. કારકુન | ૪૧ | ખેડા |
| શા. હીરાલાલ કાળીદાસ | વિદ્યાર્થિ | ૧૫ | ,, |
| શુ. શીવશંકર મયાશંકર | ક. કારકુન | ૩૫ | ,, |
| વ્યા. કીરપાશંકર ભગવાન | દી. ડી. કારકુન | ૧૫ | ,, |
| ભ. દુર્ગાશંકર પરભુરામ | વૈદ | ૧૦ | વડોદરા |
| વ્યા. કુરણાશંકર જેશંકર | તા૦ કારભારી | ૧૬ | ,, |
| પં. મનસુરામ બાપુજી | ગા. પા. કારકુન | ૫ | સાદરા |
| ભ. કૃષ્ણારામ ગણપતરામ | આ. મેહેતાજી | ૪ | ડભાણ |
| જો. ભૂપતરાય હરગોવિંદ | જમીદાર | ૧૦૦ | વાસણાબુજર્ગ |
| શુ. ગણપતરામ જોયતારામ | ગા. તલાટી | ૨ | ધીચડી તા૰ કડી |

| | | | |
|---|---|---|---|
| ભ. લક્ષ્મીશંકર દેવશંકર | હેડમાસ્તર | ૨૫ | પાલણપુર |
| શુ. કાશીશંકર એચરલાલ | મા. કારકુન | ૫ | વીરમગામ |
| પં. લક્ષ્મીશંકર નથુરામ | તલાટી | ૩ | ,, |
| તરવાડી મગનલાલ શંકર | ,, | ૨ | ,, |
| રાવળ. જેશંકર હરગોવિંદ | આ. તલાટી | ૨ | ,, |
| દવે શીવલાલ નથુરામ | આ. મેહેતાજી | ૧ | ,, |
| વ્યા. મણીશંકર રામેશ્વર | થાણદાર | ૧૦૦ | મોજે ચોક. |
| ભટ બાળાશંકર નથુરામ | વિદ્યાર્થિ. | ૨ | માતર |
| વ્યા. કેશવલાલ ફીરપાશંકર | ,, | ૨ | ,, |
| જા. શીવશંકર અનોપરામ | આ. મેહેતાજી | ૧ | ,, |
| પં. પ્રેમાનંદ અનોપરામ | ,, | ૧ | ,, |
| વ્યા. કૃષ્ણારામ નાથજી | પુરાણી | ૧૨ | ઉમરેઠ |
| જોશી. છગનલાલ ગગલ | વાણોતર | ૨૦ | અહેમદાવાદ |
| ભટ દામોદર મનસુખ | વિદ્યાર્થિ | ૧૫ | ,, |
| રા. મગનલાલ ગોવરધન | હે. કાનસ્ટેબલ | ૧૫ | ,, |
| રા.સા. મોતીલાલ ચુનીલાલ | ચેરમેન પ્રાંતીજ લાયબ્રેરી | ૪ | પ્રાંતીજ |
| ભટ. સુરજરામ ગીરજાશંકર | દાકતર | ૧૬ | મુંબાઇ |
| જા. કાશીરામ રામજી. | ફો. નં. ૨ ના માસ્તર | ૪ | ,, |
| પં. રામનારાયણ જીવણરામ | કેશિયર | ૫ | ,, |
| પં. રામચંદ્ર રૂપશંકર | ગુમાસ્તી | ૧ | ,, |
| ભટ. બળદેવરામ ક્રશ્નારામ | મેહેતા. | ૧ | ,, |
| પં. ગણપતરામ પુરૂશોત્તમ | મેહેતાજી | ૭ | કુંડળા તાબે ભાવનગર. |
| રા. મોતીલાલ મહાશંકર | ,, | ૪ | અર્લાંદ્રા |
| વ્યા. રૂપશંકર ગંગાશંકર | કવીરાજ | ૩ | ,, |
| જા. હરગોવન ઉત્તમરામ | | ૧ | ,, |

# विनंती पत्र.

જે ગૃહસ્થેના સ્વાધિનમાં આ લઘુ પુસ્તક આવે, તેમણે પરોપકારાર્થે કૃપાકરીને અગાઉ કિંવા મંદગતીવાન અન્યજનો (પર કે સગાંઓ) માં પ્રથમથી તે અંત સુધીની શોધ વાંચી સંભળાવવાને શ્રમ લેવામાં પોતાનો અગત્યનો ધર્મ સમજવો જોઇએ. કારણ જાણ પુરૂષ અજાણને માર્ગે સુચવતો નથી, તો અજાણથી પાપ કરતાનો કંઇક વિભાગી તે હરેછે, એવું ધર્મશાસ્ત્રનું વચનછે

આ લઘુ પરંતુ અગત્યનું પુસ્તકછે. એને શ્રવણ કરવાથી સ્વેચ્છાક લોભીઓ આંખઆડા કરશે, પણ ગુણીજનો સોચ્ય કરશે. દરેક જ્ઞાતીમાંથી કન્યાવિક્રયનો નાકિં દુષ્ટચારો નિર્મૂળ થવા ઠરાવો કરાશે, તો એ મહાપાપથી મુક્ત થઇશું. વળી સુનિતી આચરણથી ઇશ્વર પ્રસન્ન થઇ તેણે કરી કલહ, દ્વેષ, નિર્ધનતા, વાંઝાપણું, નિર્વંશાદી દુઃખ નાશ પામી સર્વજનો સુખી થશે. તે ઉત્તમ પુન્ય છે.

આ પુસ્તક ઇચ્છનાર સજ્જનોને નીચે પ્રમાણે ગૃહસ્થે અને જગ્યાથી રોકડી કિમ્મતે મળશે. પોસ્ટેજ જુદું મોકલવું

| નામ. | ઠેકાણું. | ગામ. |
|---|---|---|
| વ્યા. નરોત્તમ નિત્યાનંદ સ ગંગી, | કાળુપર. | અમદાવાદ |
| બુ. સદાશીવ રામનાથ તા. માસ્તર, | તાલુકા સ્કુલ | માતર. |
| અનોપરામ હાકેમજી મહેતાજી, | સ. નિશાળ | ડભાણ. |
| પર કાળીદાસ, | સોનીની માતાપાસે | ઉમરેઠ. |
| રત્નેશંકર, | વાડી મધ્યે રંગ મહોલ | વડોદરા. |
| જીવણરામ, | શ્રીરંગીના દેવળ- આગળ ઘેર નં. ૩૨ | મુંબાઇ. |